# કીર્તનાવળી.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બાઈ ડાહીબે. નાનાભાઈ અંબારામની દીકરી.

નડીઆદ

સત્યવક્તા પ્રેસ

સને ૧૮૮૦—સંવત ૧૯૩૬

મુલ્ય ૦--૪--૦

૪૪૫૩

# ગુરુ મહિમા.

પ્રથમ નમુ ગુરૂ દેવને, જેણે આપ્યુ નીજ જ્ઞાન, જ્ઞાને
ગોવિંદ ઓળખ્યા તેનુ ટળ્યુ દેહાભિમાન. ॥ ૧ ॥
તત્વસાર. ત્રીલોકમાં, ગુરૂ ગોવીંદ એક સ્વરૂપ; આદ્ય
અંત મધ્ય એક છે, હરી ગુરૂ સંત સ્વરૂપ. ॥ ૨ ॥
॥ સાખી ॥ હરી ગુરૂ સંત સદા પદ સેવુ, જેનુ નામ
નીત્ય નિરંતર લેવુ. ॥ ૧ ॥ ગુરૂ ગોવીંદ થકી છે અ-
ધિક, જેની પરમારથ કારણ શીખ ॥ ૨ ॥ ગોવીંદના
સરજ્યા પાડ્યા જીવ જાળ, તેની ગુરૂ મુક્તિ કરે તતકાળ.
૩ એવા ગુરૂ પુરણપ્રેમદયાળ, પોતાનો જાંણી કરે મ-
તીપાળ. ॥ ૪ ॥ ગુરૂનું જ્ઞાન ગ્રહુ સુખ દેવે, સં-
સાર સમુદ્ર તર્યા ત્રતખેવે. ॥ ૫ ॥ મળ્યા ગુરૂ નાર-
દને સુખરાસી ટાળી, ક્ષણ માત્રમાં લખચોરાસી.
॥ ૬ ॥ ગુરૂ વીના કોઇ ન પાંમે પાર, જેના જશ
ગાય ઉમા ત્રીપુરારી. ॥ ૭ ॥ વીરંચી વ્યાસ વદે ગુરૂ
ઇષ્ટ, ન જાંણે મહીમા પ્રાંણી પાપીષ્ટ. ॥ ૮ ॥ તેને ગુરૂ
દ્રોહી કૃત્યઘ્ની કહીએ, જેણે ગુરૂ ધ્યાંન ધર્યું નહી

હેયે. ॥ ૯ ॥ ગુરૂને આપ બરાબર જાંણે, તેને જમ-
દુત વૈતરણીમાં તાંણે. ॥ ૧૦ ॥ ગુરૂને ગાળ કાઢે તે
કપુત, તેનું મુખ શુળે ભરે જમદુત. ॥ ૧૧ ॥ ગુરૂ
ની સેવામાં ચુક પડાવે, તેને હરી ચક્રની ધારે ચ-
ઢાવે. ॥ ૧૨ ॥ ગુરૂની નીંદ્યા સુણે નીરધાર, શીસુ
ગાળી રેડે શ્રવણમાંઝાર. ॥ ૧૨ ॥ ગુરૂની સેજે જે
પગ ધારે, તેને ત્રીલોકમાં કુણ ઉગારે. ॥ ૧૪ ॥ ગુરૂને
ચરણે નમે નહી શીશ, તેને શત્રુરૂપ જાંણે જુગદી-
શ. ॥ ૧૫ ॥ ગુરૂ મરજાદા નરાખે જે કોઇ, તે નર રણમાં
રાક્ષસ હોય. ॥ ૧૬ ॥ ગુરૂ વીના શાકુટ જેવો સાપ
તેનું મુખ હેઠે ચઢે બહુ પાપ. ॥ ૧૭ ॥ ગુરૂ વી-
ના નચરો ફરે નર જેહ, મુવા પછી ઢોર અવત-
રે તેહ. ॥ ૧૮ ॥ એમ ગુરૂ ગીતામાં કેહે શીવરાય,
જેને વેદ શાસ્ત્ર નીરંતર ગાય. ॥ ૧૯ ॥ ગુરૂબ્રહ્મ
કેવળ જ્ઞાન સ્વરૂપ, જેને હૃદે આતમ તત્વ અનુપ
॥ ૨૦ ॥ તત્વમ શ્રી લક્ષ અખંડાનંદ, ત્રીગુણાય-
તીત ટાળે ભવફંદ. ॥ ૨૧ ॥ હેવા ગુરૂ પ્રેમ કરી
ને જે પુજે, તેના ઘટ માંહી ત્રીભુવન સુઝે. ॥ ૨૨ ॥

પામે પરસાદ ગુરૂનો જે પ્રીતે, જાંણે તેણે જગ્ન કર્યા
લક્ષ નીતે. ॥ ૨૩ ॥ ગુરૂનું પ્રેમે ચરણોદીક લીધું,
તેણે ત્રીલોકનું તીરથ કીધું. ॥ ૨૪ ॥ગુરૂને પ્રેમે સં-
તોસ પમાડ્યા, જાંણે તેણે ચૌદ લોક જમાડ્યા. ॥
૨૫ ॥ ગુરૂની પ્રકંબા કરી લાગ્યો પાય, તેહેને સર-
વે સાધન સેજમાં થાય. ॥ ૨૬ ॥ એવા ગુરૂ જાંણી-
ને આવ્યો શરણ, નીવારોનાથજનમને મરણ; પાંમ્યો
બહુ દેહ ધરીને દુઃખ, હાવે હરી આપો અવીચળ
સુખ. ॥ ૨૮ ॥ પીડાઓ પારવનો મહારાજ, રાખો
હરી બાહ્યગ્રહાની લાજ. ॥ ૨૯ ॥ જોશો અપરાધ
હમારા ઇશ, તારે કો કાળે હું કંમ તરેસ. ॥ ૩૦ ॥
જ્યારે નીજ માતા બાલકને મારે, તારે તેને બીજું
તે કાંણ ઊગારે. ॥ ૩૧ ॥ અભેપદ બરદ તમારૂ
હોય, આવે શરણે તેને હણે નહી કોય. ॥ ૩૨ ॥ ત-
મો ગુણ ગાતાં જો કરમ ન નાસે, તારે કોણ ચર-
ણ તમારા ઉપાસે. ॥ ૩૩ ॥ રવીને ઉગે રહે અંધ-
કાર, તારે તેને સીદ ઇછે સંસાર. ॥ ૩૪ ॥ પીઉખ-
નો પીધે તે રોગ ન જાય, ત્યારે શો અમ્રીતનો

મહિમાય. ॥ ૩૫ ॥ સુરતરૂ સેવે ન ભાગે ભુખ તારે તેહેને કાંણુ કહે સુરરૂખ. ॥ ૩૬ ॥ તીરથને નાહે પાપ ન જાય, ત્યારે શો તીરથનો મહીમાય. ॥ ૩૭ ॥ પારસને પરસે હેમ ના હોય, ત્યારે તેને પારસ કહીયે કેમ. ॥ ૩૮ ॥ સિંહને સરણે ગએ જાંબુક ખાય, તારે સિંહ સરણે ગયે શું થાય. ॥ ૩૯ ॥ રાંમ નાંમ લેતાં દમે અજ્ઞાંન, તારે કાંણ કેસે ભલું ભગવાંન. ॥ ૪૦ ॥ કાંમ ક્રોધ લોભ લુટે છે ચોર, તારે શું નાથ તમારૂ જોર. ॥ ૪૧ ॥ ધણીમાં જ્યારે મળે નહી ઢંગ. તેહેની ત્રીયા ફરે ઉગાડે અંગ. ॥ ૪૨ ॥ પ્રતીવ્રતા નારી પતીને લાજ, એવું તમે મનમાં જુઓ મહરાજ. ॥ ૪૩ ॥ પીડા પાંમે દાસ પ્રભુને ખોડ, અમો ઉપર કાળ ચલાવે ચોટ. ॥ ૪૪ ॥ પ્રભુનું ભજન કરતાં જે પીડાય, તેહેનો તમને ખોટો લાગે જાદુરાય. ॥ ૪૫ ॥ આપોનીજ ભગતી સદા ઉમરાવ હરદે ખેડુ ઉજડ ફેર વસાવો. ૪૬ બેચારોને બેરખ નાંમ તમારૂ, તેણે સહુ કારજ થાય હમારૂ. ॥ ૪૭ ॥ ત્યારે ફરી નમ

ન લુટે કોઇ, જ્યારે રખવાળુ હરિનુ હોય. ॥ ૪૮ ॥ આવી પ્રભુ કરો રૂદેમાં વાસ, ત્યારે સહુ થાય અવિદ્યા નાશ. ॥ ૪૯ ॥ વરતાવોને એક તમારી આંણ, ઉઠાડોને રાંમ રતની ખાંણ. ॥ ૫૦ ॥ દીનપણુ દુર કરો મહરાજ, હાવે હરી હેતે કરી ઝાલો હાથ. ॥ ૫૧ ॥ બોલાવીને પાસે બેસારોને બાપ, પમાડો છો સીદ હવે પરીતાપ. ॥ ૫૨ ॥ ભમાવો છો શીદ હવે ભગવાંન, દયા કરી દીજે અમે પદ દાંન. ॥ ૫૩ ॥ નાઠે નહી છુટો ત્રીભોવન નાથ, મુકુ નહી શ્યામ તમારો સાથ. ॥ ૫૪ ॥ વેરી મેત્ર બીંહુ બરાબર હોય, તમારો સંઘ ન મુકુ તોય. ॥ ૫૫ ॥ માયાને વારો તમો રામરાય, કેહેને નથી જંપવા દેતી જરાય. ॥ ૫૬ ॥ એહેવું એનું કારમુ કાંમ કઠોર, કરેછે સાંધા વાંધા બહુ જોર. ॥ ૫૭ ॥ હરી ગુરૂ સંતમાં અંતર પાડે, જીવને લાલચ લોભ દેખાડે. ॥ ૫૮ ॥ એને કોઇ જીતે માહાશુરવીર, ડગેનહી ધરમે ધુરંધર ધીર. ॥ ૫૯ ॥ સાગર સાત અંજની નીર, ગોપર ભોમી

તે ગગને સમીર. ॥ ૬૦ ॥ શુન્યમાં પુરણ દેખે સો-
ઇ, તેહેને મ્રત્યુ અમ્રતનું ફળ હોય. ॥ ૬૧ ॥ જાં-
ણે કાંઈ માગશે મારી પાસે, એવું રખે જાતા શ્રી
અવીનાશ. ॥ ૬૨ ॥ રીધી સીધી માહારે ન જો-
ઇએ મુકિત, માગુ' નહી જોગ સીધીને જુગતી. ॥
॥૬૩॥ માગુ નહી એક છત્રપતિ રાજ, ઇંદ્ર તણા
આસનનું કુણ કાજ. ॥ ૬૪ ॥ ઇછુ નહી અજપદ-
ને કઇલાસ, ન માગુ ગૌલોક વૈકુંઠ વાસ. ॥ ૬૫
॥ પદરજ એક ચઢાવું શીશ, તમારી મેહેર માયા-
ના ધીશ. ॥ ૬૬ ॥ ઇછુ નહી અન્ય પદારથ કાંઇ,
રાખોનીજ ચરણ કમલની છાંય. ॥ ૬૭ ॥ મા-
ગુ પ્રેમ ભકિત સદા સત સંગ, માગુ જશ ગાવા
લીલા અવતાર. ॥ ૬૮ ॥ નડે નહી કોઇ મુને સં-
સાર, રહુનીજ નાંમતણે આધારે. ॥ ૬૯ ॥ પ્રીત-
મ પતીત ઓધારણ નાંમ, તાર્યા કાંઇ કોટી પાંમ્યા-
નીજ ધાંમ. ॥ ૧ ॥ સાખી. ॥ સત સત નાંમ પ્ર-
ભુ તમણું, સદા સત પુરષ વીચાર, કેહે પ્રીતમ
શુદ્ધ ભાવશું; દેજો નીત્ય દેદાર. ॥ ૨ ॥ ગાય સી-

ખે ને સાંભળે, ધરે નીરંતર ધ્યાંન; કેહે મીતમ નર નારમાં, નહી કોઇ તે સમાંન. ॥ ૬ ॥



૫૬.

એક સેજે કાગળ સતગુરૂ લખે ॥ તેના વીરલા વાંચનહાર કાગળ સતગુરૂ લખે. ॥ ૧ ॥ જ્ઞાન વૈરાગનો દેહ ધર્યોરે, જોગપણાનો જીવ; ભકતી આભુષણ પેહેરીચાંરે તેને જાણી શકે તે શીવ. કાગળ૦ ॥ ૨ ॥ શીલરૂપી ખડીઓ કર્યોરે. નેમરૂપીરે રૂશનાઇ; કલમ બુદ્ધી સતનીરે માંહી અદ્વીત અંક ભરાય. કાગળ૦ ॥ ૩ ॥ વીચાર અક્ષર ત્યાં લખ્યારે વીવેકપણાની ઓળ ॥ સુરત નુરતની લીંટી કરીરે તેણે ઉતારી પાટણ પોળ. કાગળ૦ ॥ ૪ ॥ અક્ષર કાંનો માતરારે માયા ઉપર શુન્ય ॥ તેમાં પરી પુરણબ્રહ્મ છેરે તેને નહી ત્યાં પાપનં પુન્ય. કાગળ૦ ॥ ૫ ॥ કોટીકોટી પંડિત પચી મુઆરે પડી પડી વેદ પુરાણ ॥ તેમાં

એક અક્ષર ઉકલ્યો નહીંરે ॥ ત્યાં તો થાકીયા જાણ્ સુજાણ. કાગળ૦ ॥ ૬ ॥ અંધે અક્ષર વાંચીયારે બેહેરે સુણી વાત ॥ મુગે ચરચા બહુ કરીરે એતો વિદેહી પુરૂષની શાખ. કાગળ૦ ॥ ૭ ॥ જીવ વિના જુક્તિ રચીરે મન મળ્યો મંગળ ગાય ॥ વસતા વીશંભરે સહુ લખ્યુરે પછી કાગળ કોરો કહેવાય. કાગળ સતગુરૂ લખે. તેરના વીરલા વાંચનહાર. ॥ ૮ ॥

પુરૂશોતમ પરીબ્રહ્મ કેવળ પ્રગટીયા જુગમાંય, સતગુરૂ સ્વરૂપે શોભિતારે જગના સુરની ગ્રહેવાને બાંય વારીજાઉ વારણે. હુંતો લળી લળી લાગુ પાય, અખંડ પદ રાય નિગમ નેતી ગાય. વારીજાઉ વારણે૦ ॥ ૧ ॥ અધમ જન ઓધારવારે પાવન પગલાં સાર, ભવજળ સીંધુ તારતાંરે સ્વામી ક્ષણુએ૦ન લાગી વાર. વારીજાઉ૦ ॥ ૨ ॥ દરસને દુકરીત ટળેરે પરસે પાવન થાય, નીજાનંદ સુખ ઉપજેરે આવરણ અવિદ્યા જાય. વારીજાઉ૦ ॥ ૩ ॥ બ્રહ્મા લે અતિ ભાંમણાંરે શીવ સનકાદિક ગાય, વિષ્ણવ ને વલ્લભ સહારે મહિમા મુખે કહ્યો નવ જાય. વારીજાઉ૦ ॥ ૪ ॥ સંદ

જન તો મરમ ન જાણે આશ્રમ વરણની આડરે, ત્રી-ગુણમાં તાણ્યો ફેરેરે બાંધી જીવપણાની જાળ. વારી-જાઉં૦ ॥ ૫ ॥ પુરણ પુન્યહોય પાછલાંરે નિત નિમિત હરિનું ધ્યાન, અનેક જનમને આદરેરે સ્વામી પ્રગટ મળ્યા ભગવાન. વારીજાઉં૦ ॥ ૬ ॥ સકળ તીરથના તીરથ સતગુરૂ સકળ દેવના દેવ, ધન ધન તે નર ના-રનેરે મન કૃમ વચને કરે સેવ. વારીજાઉં૦ ॥ ૭ ॥ કહે અખો અવિચળ પદના દાતા સતગુરૂ સોઇ, કા-ળ ઝાળ વ્યાપે નહીંરે ફરી જનમ મરણ નવ હોય. વારીજાઉં વારણે. ॥ ૮ ॥

---

## गरबो.

જ્યારે ભોમી ભાર વધ્યો ઘણો, ભોમી ગઇ બ્રહ્મા-ની પાસજો; પોહોડચાતા પ્રભુ ખીર સમુદ્રમાં, ત્યાં જ ઇને આરાધ્યા અવિનાશજો; બ્રહ્માએ ભજન કર્યું ભ-વાતનું. ચોપાઇ. જાગો જાગો શ્રી જગનનાથજી, દુના યાં બહુ પામેછે ત્રાસજો; કાપો કષ્ટ હમારાં કમળાપતિ,

ઉભા અમર કરે હરિદાસજો. બ્રહ્મા૦ ગગન ગીરા હરી એણીપેરે ઓચર્યા, સુણો સહુ અમર અમારી વાત જો; અવતાર લેઇ સહુ જદુવંશમાં, વસુદેવ પિતા દે-વકી માતજો. બ્રહ્મા૦ ગોકુળ લીલા મારે કરવી છે, મુજને વા'લો વ્રજનો સાથજો; ચતુરાનંદ ચિંતા ક-રશો નહીં, એવું બોલ્યા લક્ષ્મી નાથજો. બ્રહ્મા૦ દે-વકી વસુદેવને પરણાવીયાં, કંસે આપ્યાં કન્યાદાન જો, દાન માન દેઇ સંતોકીયાં; પ્રેમે વેંચ્યાં ફોફળ પા નજો. બ્રહ્મા૦ વીર વળાવવા ચાલ્યો બેનને, એટલે વાણી થઇ આકાશજો, એનો અષ્ટમો ગર્ભ તને માર-શે, તેનો રાખ રૂદે વિશ્વાસજો. બ્રહ્મા૦ સુણતાં કોપ ચડયો ત્યાં કંસને, વસુદેવ સમજાવે બહુ પેરજો; સ્ત્રી બાળક બેનને જે હણે, તેના પાપ તણો નહીં પાર-જો. બ્રહ્મા૦ પુત્ર થશે તે આણી આપીશુ, મન ગમે તે કરજો ભુપ જો; થોડુ શા જીવ્યાને કારણે, ના હણે શ સ્ત્રી બાળ સ્વરૂપ જો. બ્રહ્મા૦ કીરતીમાન્ય કુંવર પે'લો થયો, વસુદેવ લાવ્યા કંસની પાસજો; જોઇ દ-યાળપની કંસને, રાખ્યો રૂદે દ્રઢ વિશ્વાસજો. બ્રહ્મા૦

અષ્ટમો ગર્ભે આણીને આપજો, બીજાં બાળ હણ્યે શું થાયજો; એટલે નારદજી ત્યાં આવીયા. તુ કેમ બેશી રહ્યાછુ રાયજો. બ્રહ્મા૦ કંસે માંડીને કહી વારતા, નારદ કહે સાંભળ તું ભુપાળ જો; જ્યાં ગણીયે ત્યાંથી થાય અષ્ટમો, એમાં જાણે તારો કાળ જો. બ્રહ્મા૦ આ જાદવ સૌ અમર અવતર્યાં, દેવકી ઉદર વિશ્નુ અવતારજો, એટલુ કહી નારદજી ઉડીયા, કંસને ક્રોધ ચડ્યો તેણીવાર જો. બ્રહ્મા૦ દેવકી વસુદેવને કાળા ગ્રહમાં નાંખીયાં, ભીંડી ભુંગળ સાંકળ દ્વાર જો; ઉપર ચોકી મુકી ચોસરી, રખે કોઇ આવા જતા લગારજો. બ્રહ્મા૦ ચોકસ રહેજોચીતમાં ચેતીને, બાળક જન્મે કરજો જાણજો; કરાર કરીને બેઠો આસને, રાત દિવસ જમ્પે નહી પ્રાણજો. બ્રહ્મા૦ પાપી લાગ્યો સૌને પીડવા, કંસે માંડ્યો મહા કલેશ જો; પીડાયા જાદવ જ્યાં ત્યાં થઈ ગયા, રહ્યા જઇ વનમાં દેશ વિદેશ જો. બ્રહ્મા૦ જે જન્મે તે આપે આણીને, બાળક માર્યાંછે બે ચાર જો; સાતમો ગર્ભ ધર્યોછે સેશજી, દંપતી પામ્યાં હરખ અપાર જો. બ્રહ્મા૦ હરીએ હુકમ

કર્યો નીજ માયાને, વેગે કરજો એ વિચાર જો; ગર્ભ આકર્ષણ કરી જઇ મુકજો, રોયણીજીના ઊદર મોઝારજો. બ્રહ્મા૦ અષ્ટમે આપે નાથ પધારીયા, સુર સૌ હર્ષ પામ્યા અપાર જો; પુષ્પની વૃષ્ટિ કરે સૌ દેવતા, જેજે બોલે ગગન મોઝારજો. બ્રહ્મા૦ શ્રાવણવદીઉત્તમ અષ્ટમી, અભિચીત રોયણી ને બુધવાર જો; લગ્ન મહુરત શુભ તે ઘડી, આર્ધનિશાહે હરી અવતાર જો. બ્રહ્મા૦ દર્શન દીધુ દેવકી વસુદેવને, દંપતિ પામ્યાં અતિ આનંદજો; મુખડુ જોતાં દુખડુ સૌ ટળ્યુ, ટળીયા મોહમાયાના ફંદજો. બ્રહ્મા૦ કીરીટ મુગટ કુંડળ હીરે જડ્યાં, કંઠે કૌસ્તક મણીના હાર જો; પીત વસ્ત્ર નવગરૂદામણી, ગદા આદ્ય આયુધભુજ ચાર જો, બ્રહ્મા૦ ચરણ કમળ સેવે સિંધુસુતા, પદરજ વંદે અજ ઇંદ્ર જો; મંદમંદ હાસ્યે હરિ એમ બોલીયા, તમે તપ કર્યું વરસ બાર હજાર જો. બ્રહ્મા૦ તપ કરી ક્ષુજ પાસે વા માગીયો, તે અર્થે લીધો અવતાર જો; હવે રખે શત્રુનો ભય રાખતા, થોડે દહાડે થશે સંહારજો. બ્રહ્મા૦ ગોકુળ લેઇ ચાલો ચાંપે કરી, નંદ જસોદા-

જીને દ્વાર જો; મુજસાટે માયાને લાવજો, તેમ કોઇન
જાણે નીરધારજો. બ્રહ્મા૦ એટલુકહીહરીશીશુરૂપેથયા,
જેનો કોઇનમીછેપારજો; વસુદેવલઇચાલ્યાવેગેકરી,
ભાગી ભુંગળ ઉઘડયાં દ્વારજો. બ્રહ્મા૦ સૌ ઉપર નાં
ખી માયા મોહની, નીંદ્રાવશ ઘોરે સંસારજો; રવી ત
નયાની તીરે આવીયા, વસુદેવ પ્રેમે ઉતર્યા પારજો.
બ્રહ્મા૦ ચાંદે આવી અજવાળુ કર્યું, ઇંદ્રે કીધી અમ્રત
ધાર જો, માયાએ આવીને ઓથો કર્યો; તે દિન બા-
વન વર્ષ અગીયાર જો. બ્રહ્મા૦ વસુદેવ ગોકુળમાં પ-
ધારીયા, આવ્યા નંદરાયને દ્વારજો; જસોદાની સે
જમાં પધરાવીયા, તે કોઇ જાણે નહી નિરધાર જો.
બ્રહ્મા૦ સુત મુકીને ત્યાં લીધી સુતા, ત્યાંથી વેગે વ-
ળ્યા વસુદેવ જો; આવ્યા તેમ પાછા પગલે ગયા,
મધુપુર જઇ પહોચ્યા તતખેવ જો. બ્રહ્મા૦ જે જેમ
હતુ તે તેમ થઇ ગયુ, એટલે સૂરજ થયો પ્રકાશ જો.
જ્યારે રોવા લાગી બાળકી; ત્યારેજાગ્યા સૌ રખવાળ
જો બ્રહ્મા૦ ચાંપે જાહેર કર્યું જઇ કંસને, જેને જીવ્યા
નું છે જતનજો; ઉઠી આવ્યો ત્યાં ઉતાવળો, કન્યા

દીઠી રૂપરતનજો. બ્રહ્મા૦ કાલાવાલા કરે બાહુ દેવકી, આટલી રહેવા દેને બાળ જો, જોરે ઝુંટી લીધી હાથથી, પટકે સલ્લા ઉપર તતકાળજો. બ્રહ્માએ૦ ॥ દેવી ઉડી ગઇ આકાશમાં, ગગને જઇને બોલી વાણીજો; મુજને શું મારે છે મુરખા, તારો વેરી વ્રજમાં જાણજો. બ્રહ્માએ૦ ॥ કંશે કરવા માંડી શોચના, રૂદયા દુઃખ પ્રગટયું અપારજો; ગોકુળમાં ગોપાળે લીલા કરી, ઓછવ નંદરાયને દ્વારજો. બ્રહ્માએ૦ ॥ પુત્ર વધાઈ આપે નંદજી, હીરા હીમ વસ્ત્ર સણગારજો; ઘેર ઘેરથી આવે સૌ ગોપીકા. પ્રગટયો પ્રેમ રૂદય અપારજો. બ્રહ્માએ૦ ॥ ચતુરા ચોક પુરાવે મોતીએ, નવરંગ તોરણ બાંધ્યાં દ્વારજો; કેશર કુમકુમ છડા દેવરાવીયા, મંગળ ગાન કરે વ્રજ નારજો. બ્રહ્માએ૦ ॥ દધિ કાદવ કીધો નંદજીને આંગણે, નાચે ગોવાળ કરે રસગાનજો; શોભા સુંદર સાગર શામળો, અંગપરવારૂ કોટી અલંકારજો. બ્રહ્માએ૦ ॥ સોવ્રણપુલે વૃજ પુલી રહ્યું, ઘેર ઘેર આનંદ ગીત ગવાયજો, જોતાં ધન ધરતીમાં

ઉલટયુ, ભોમી રત્નમણી છવાયજો. બ્રહ્માએ૦ ॥ ગં-
ગા આદ્ય તીરથ વ્રજમાં વસે, શંકર આદે સરવે દે-
વજો; આપી અવીચળ વસ્તુ ઇંદ્રે કરવા નીજ પતી
કેરી સેવજો. બ્રહ્માએ૦ ॥ બાળ ચરીત્ર કરે બહુ પેર
શુ, નિત્ય નિત્ય નૌતમ નંદકીશોરજો; સુનાં ધામ
દેખીને સંચરે, નામ ધર્યું માખણ ચોરજો. બ્રહ્માએ૦
કંસે મોકલી મારી પુતના, લીધુ લક્ષ્મીકેરૂ રૂપજો;
સ્તનપરઝેર હળાહળ ચોપડી, હણતી બાળક વૃંદ અ
નુપજો. બ્રહ્માએ૦ જોતી આવી નંદજીને આંગણે, કેહે
દેખાડો તમારો બાળજો; જશોદા ઘર કાજ કરતાં હ
તાં, પારણે પોઢયા લાલ ગોપાળ જો. બ્રહ્માએ૦ લઇ
ધવરાવવા બેઠી લાલને, ધાવતાં સોશીલીધા પ્રાણજો
પાડી ચીસ પડી પૃથ્વી વિશે, એણીપેરે કરી નિશાચ
રીનાશજો. બ્રહ્માએ૦ રાઇ લુણ ઉતારે જશોમતી આ
જુઓને આતે શું કહેવાય જો; હજુ હીંડતાં તો એને
આવડયુ નથી, પડેગડે ને ઉભો થાયજો. બ્રહ્માએ૦
લાખ ઓળંભા લાવે લોકના, ઢોળે ફોડે મહીનાં માટ
જો; યમળા અર્જુન સુત કુબેરના, ઊધ્ધાર્યા ગયા સ્વ

ર્ગનીવાસ જો. બ્રહ્માએ૦ જશોદા મોતીહાર પરોવનાં, મુઠી ભરી લીધાં મોરાર જો; મોતી કેરાં ઊછેર્યાં ઝાડ વાં, આપવા વ્રીજ જુવતીને શણગારજો. બ્રહ્માએ૦ અગભગ ધેનુ વછાસુર મારીયો, શંખ*ચુડ કેશીવૃસ ભાસજો; હરીએ રાખ્યાતેને રઝળતા, આપ્યો ચરણ કમળનીવાસજો.બ્રહ્માએ૦જળજુમનાથીકાળીકાઢયો નાથે નીરમળ કીધુ નીરજો; જુવતી જળ જુમનામાં કદમે ચઢીને ચોર્યાં ચીરજો. બ્રહ્માએ૦ સોસો પ્રણામ સુરજને કરાવીયા, દોષ નીવાર્યો સુંદરશ્યામજો. વરૂણ ઘેરથી નંદ છોડાવીયા, વૈકુંઠ દરશાવ્યુ જમનાં તીર જો. બ્રહ્માએ૦ ઇંદ્રે કોપ કર્યો વ્રજ ઉપરે, ત્યારે ધરીયો ગોવરધનજો; હાથ છાયા છબીલાજીએ કરી, વેણ વગાડી રમાડ્યા રાસજો; તારૂણી કેરા તાપ શમાવીયા, સુખડુ આપ્યુ સુંદરશામજો. બ્રહ્માએ૦ વૃજની લીલા વરણવી કોણ શકે, જો મળે કોટી સારદા શેષ જો; નીગમ નીરંતર ગાયછે, તો એનો પારન પામે લેશજો. બ્રહ્માએ૦ એટલે નારદજી ત્યાં આવીયા, પ્રભુને કહી સંક્ષેપે વાતજો; આગળ કાંમ કરવાં છે,

ઘણાં, હજુ કેમ બેશી રહ્યા છો નાથજો. બ્રહ્માએ૦ ॥ પાપી પરીયટને સંઘારવો; કરવું માળીનું કલ્યાણ જો, કુબજાકેરૂ ચંદન લેવું છે, લેવા પાપી કંશના પ્રાણજો. ॥ બ્રહ્માએ૦ વસુદેવ દેવકી કેરાં બંધન છોડાવવાં; વીદ્યા ભણવી સંદિપ ઘેરજો, જોરે જરા સંધને જીતવો; કરવો કાળયવનનો સંહારજો. બ્રહ્માએ૦ ॥ દરીઆ તીરે રચવી દ્વારકાં; શોભા શકળ શીરોમણી સારજો, શોળ સહસ્ત્ર એકશોને આઠ પરણવી, કરવો છે વડો પરીવારજો. બ્રહ્માએ૦ ॥ પ્રેમે પારથનો રથ હાકવો; રચવો મહાભારતનો ઠાઠજો, એટલું કહી નારદજી ઉડીયા, ગયા બ્રહ્મ લોકનીવાસજો, કંશે અકરૂડ તેડવા મોકલ્યો, આવ્યો નંદરાયને દ્વારજો. બ્રહ્માએ૦ ॥ કંશે તમ સુત સહીત તેડાવ્યા; લીધું ધનુર જાગનું નામજો, ગમતું થાશે કંઇ ગોવીંદનું કંશને મળ્યાનું છે કામજો. બ્રહ્માએ૦ ॥ નંદજી સહીત ગોવાળીયા; રથમાં બેઠા કેશવરામજો. રથ રોકીને રાધાજી રહ્યાં, નહીં જાવા દઉ સુંદર શામજો. બ્રહ્માએ૦ સર્વે વીંટઇવળી વૃજ સુંદરી; જો સાચો

અક્ષીક સ્નેહજો, પ્રાણ અમારા સાથે ચાલશે, એમાં કંઈ નહીં સંદેહજો. બ્રહ્માએ૦ ॥ પ્રેમગોષ્ટી કરી સૌ સમજાવ્યાં; ચાલ્યા કઠણ કરીને મનજો, અકરુર જુમનામાં નાવા ગયા, જળમાં દીઠા જગજીવનજો. બ્રહ્મા૦ ॥ પ્રથમ પરીઅટની પુજા લીધી; સર્વે શણગાર્યા ગોવાળજો, માર્ગે માળીએ પુષ્પ ચડાવીયાં, મુકતી આપી દીનદયાળજો. બ્રહ્માએ ભજન કર્યું ભગવાનનુ॥ કુબજા કેરૂચંદન લીધુછે; કીધુ કમળા સરખુ રૂપજો, ધનુષ યાગમાં જોદ્ધા બહુ હણ્યા, ત્યારે ભય પામ્યો ભુપાળજો. બ્રહ્માએ૦ ॥ કોળીઆ કુંજર સટ પછાડીયા; માર્યા ચારણ મુષ્ટીક મલજો, આવી રાજસભા માં ઉભા રહ્યા, કંસને કેશ ગ્રહી પટકયો શલ્યજો. બ્રહ્માએ૦ ॥ માત પીતાનાં બંધન છોડાવીયા; જઇને પ્રેમે લાગ્યા પાયજો, પુરવાશીના શોક શમાવીયા, ઘેર ઘેર આનંદ ગીતગાય બ્રહ્માએ૦ લોકીક વિદ્યા ભણ્યા સંદીપની, આણી આપ્યો મૃતક બાળજો, જોરે જરાસંધને જીતીયો, કીધો કાળ યવનનો કાળજો. બ્રહ્માએ૦ ॥ દરીયા તીરે વાસી દ્વારીકાં; પરણીયા સોળ

સહસ્ત્ર એકસો આઠજો, પ્રેમે પારથનો રથ હાકીયો ઠાઠ્યો મહાભારતનો ઠાઠજો. બ્રહ્માએ૦ ॥ એણીપેરે ભોમી ભાર ઉતારીયો, લીલા કીધી અનંત અપારજો પ્રીતમ સરખા પતીત ઓધ્ધારીયા, એવા અશરણા શરણ મોરારજો. બ્રહ્માએ૦ ॥ મહિમા મોટો જદુરાયનો; સદાસંઘેસરમાં વિલાસજો, ગરબો ગાય શીખે ને સાંભળે તે પ્રાણી વૈકુંઠ જાયજો. બ્રહ્માએ ભજન કર્યુંરે ભગવાનનું૦ ॥ રામ રામ રામ

---

# महिना.

કારતક માસે કેકઇ કામની, મંદીર પધાર્યા દસરથ રાયજો; કબુમી કેકાઇ અણીપેરે બોલીઆં, આજ હું કહુ તે કહ્યાં થાયજો. મુખડે વચન બોલ્યાતે પાળીએ, રાઅજી માગુ એક વચનજો; મારા ભરતને રાજ બેસાડીએ, તમારા રામજી જાએ વનજો. મુરછા થઇછે દસરથરાયને, રાયજી મુખડે નવ બોલા-

યજો. મારા પ્રાણજીવન રઘુનાથજી, વન જાઓ એવું કેમ કહેવાયજો; વીજોગ રામતણો કેમ સેહેવાશે, નિશ્ચે જશે અમારા પ્રાણજો. પ્રભાતે મહુરત રાજ આસનનું; વેદ વચન બોલ્યા પરીમાણજો. એવી ખબર થઇ રઘુનાથને, તતબર થયા તેણી વારજો; વચન પાળવા દસરથ તાતનાં, સ્વામી જીવણના શ્રી રઘુનાથજો; કબુદ્ધી કેકઇ એણીપેરે બોલીઆં, એ હરીએ પુર્યો વનમાં વાસજો. ॥૧॥ માગસર માંસે મંદીર મેલીને, રામજીએ વન કર્યો પ્રવેશજો; પુરનાં નર નારી સૌ રૂદન કરે, સીતાજી છે બાળે વેશજો; વનમાં એકલડાં એ કેમ રહેશે, જનક દુલારી રાજકુમારજો; ભોમી પશુ પક્ષિનો ભે ઘણો, કેમ કરી રેહેશો મોહા વન મોઝારજો; રામ લક્ષમણ બે ભાથા ભીડીઆ, યજ્ઞ કર્યો ત્રીલોકી નાથજો, રથમાં બેઠાં સીતા રામજી, પુરના લોક મળ્યા સૌ સાથજો; લક્ષમણ સર્વેને કહે ઘેર વળો, મુજપર રાખો સર્વે મેહેરજો, મારે ચૌદ વરસની આજ્ઞા, તેમાં ઘડી ઓછી નવ થાયજો. સ્વામી જીવણના શ્રી રઘુનાથજી, એ હરીએ

વનમાં પુર્યા વાસજો. ॥૨॥ પોસમાસે પ્રભુજી પરવર્યા, વનની વાટે સીતા રામજો; રથ પાછો વાળ્યો રઘુનાથજી, આવ્યા ઘો રાજાને ગામજો; ઘો રાજાએ સુંદીર સેવા કરી, ઓળખીયા ત્રીલોકી નાથજો; મુસ્તક મુગટ બનાવ્યા કેશના, રામ લક્ષ્મણ બે બન્ને ભ્રાતજો; મારે ચાર દિવસ રહી ચાલવુ, આવ્યા ચિત્રકોટ વિશ્રામજો; ચિત્રકોટની સુંદીર ભોમિકા; આસન બનાવ્યાં લક્ષ્મણ વીરજો; ગંગા ત્રવેણી ને કાનચીકા, એનાં અમ્રીત મીઠાં નીરજો; ત્યાં બિરાજે શ્રી રઘુનાથજી, વનફળ લાવે લક્ષમણ વીરજો; જેને અગમ નીગમ કરી ગાય છે, દરશન દેવતાને દુર્લભજો; સ્વામી જીવણના શ્રી રઘુ નાથજી, એ હરીએ વનમાં પુર્યા વાસજો. ॥૩॥ માહા માસે માતાજી કૌશલ્યા, ભરત શત્રુઘ્ન જનક સહિતજો; સજન સૌ મળવાને આવીયુ, સૌ મળી કર્યો એક વિચારજો; વન ગયાનાં વચન પાળીયાં, પ્રભુજી કહેછે વારંવારજો; પ્રભુજી પ્રત્યે શ્રી હરી બોલીયા; એણીપેરે બોલ્યા પુરણ બ્રહ્મ

જો; પ્રજા પાળો રૂડી રીતશું, આપણો રઘુકુળ નો એ ધર્મજો; નયણે નીરને ભરથજી બોલીયા, સુને મંદિર કેમ રહેવાયજો; ચરણ પાદુકા આપી ભરથને, હવે દરસન કયારે થાશેજો; મારા પ્રાણજીવણ રઘુનાથજી, સ્વામી જીવણના કયારે મળસોજો; કબુધી કેકઇ અણીપેરે બોલીયાં, એ હરીએ પુર્યાં વનમાં વાસજો. ॥૪॥ ફાગણ માસે પ્રભાતે ચાલવું, વિદાય કર્યાછે સર્વે સાથજો; નવ વરસ હરી ચિત્રકોટે રહ્યા, મન ડાકણી ગંગાને તીરજો; સુંદીર સજ્યાએ પ્રભુ પોઢતા, સ્ફાટીક સ્નઽયાએ રઘુવીરજો; અનશોયાને મંદીર પધારીયા, અત્રીમુની થયા આનંદજો; માતા અનશોયા હરખ્યાં ઘણું, સીતાજીને દીધો બોધજો, અમૂળ વસ્ત્ર સીતાને પેહેરાવીઆં, આણી મન અતી ઉલ્લાસજો, દુઃખ સુખ કાંઈ મનમાં ન લાવીએ, ત્યાંથી ચાલ્યા જાણ્યામ જોધજો, આવી પંચવટીમાં વાસો કર્યો, મડી બનાવી મહાવન મોઝારજો; વનફળ ખાવા વનફુળ પેહેરવા, સહુન કર્યુંછે ચૌદ બોવનમાં વરથજો;

દુખ સુખમાં દિવસ ગાળતા, સ્વામી જીવણના છો સુજાણજો, ॥ ૫ ॥ ચૈતર માસે ચરિત્ર એક થયું, જેની સુંદરી રૂપ રતનજો, કપટ કરીને આવી એક કામની, મુખડે વાચક એવાં બોલીજો, મારે ઇચ્છા છે વર વરવાની, રામ લક્ષમણ વરવાનું મન જો, રામે શમશા કરી લક્ષમણને, એનું છેદન કીધુ નાકજો, રાક્ષણી નાઠી ગઇ લંકાં ભણી, જાગ્યો ભાઇ રાવણ ભુપજો, વનમાં જોગેશ્વર કોઇ આવીઆ, તેની સુંદરી રૂપ રતનજો, કપટ કરીને રાવણ ઉ-ડીઓ, કારમો મરઘ બનાવ્યો તેણી વારજો, એક મુખે સીતાજીનુ હરણ કરે, બીજે મુખે ચરેછે ચાર જો, એ મરઘો સીતાજીની દ્રષ્ટે પડયો, રામજી મૃગ મારીને લાવોજો, સ્વામી જીવણનાને સુખ આપીએ, તેનો મને કંચુવો શીવડાવોજો. ॥ ૬ ॥ વૈશાખે વચન સીતાજીનાં સાંભળી, રામજીએ લીધાં ધનુષને બાણજો, રક્ષા કારણ મેલ્યા લક્ષમણને, રામજી ગયા મૃઘની પાસજો, મહાવનમાં જઇને મૃઘને મારીઓ, પેહેલે બાણે વીંધ્યાં શરીર જો,

મરતાં મરધે એમ પોકારીયું, વહારે ધાજો લક્ષ્મણ વીરજો, એવો શબ્દ સીતાજીએ સાંભળ્યો, લક્ષ્મણ ભીડ પડી શ્રી રામજો, લક્ષ્માણ કહે એ કારણ ખોટું છે, સીતાજી કહે મન ગમતાં થાયજો, કઠણ વચન સીતાજીનાં સાંભળી, લક્ષ્મણ ધનુષ ધરીયાં હાથજો, એટલે જોગી આવ્યો બારણે, ભીક્ષા દોને સીતા નારજો, વનફળ લઇને સીતા આવીયાં, પગ એક મેલ્યો ઉમરા બહારજો, પાવડીએ પાવલા પધરાવીયાં, છળ કરી લેઇ ગયો તેણી વારજો, આકાશમારગે રાવણ લઇગયો, લઇ ચાલ્યો લંકાં મોઝારજો, જઇને મુકયા અશોક વાડીમાં, ત્યાં આવ્યાં મદોદરી નારજો, સીતાજી સંદેસો કોને કહીએ, સાંભળો સતી મંદોદરી નારજો, રામજી માત વચન વન માં ગયા આગળ કરવાં છે બહુ કાજજો, અસુર અનેક જોદ્ધા હણવા છે, કારજા કારણ ધર્યો અવતારજો, રાવણે સીતાજીનુ હરણ કર્યું, લેઇ ચાલ્યો લંકાં મોઝારજો, જઇને મુકયાં અશોક વાડીમાં, સીતાજી રૂદન કરે ને રોય જો; કૌશલપુરીમાં મારૂ કોઇ નથી, સુરપુર ગયા

દસરથ રાયજો. અયોધ્યા નગરીમાં અંધેર વળ્યું; કે કઇએ જે ધર્યુંતુ મનજો; સુખમાં રાજ કરે ત્યાં ભ્રથજી, અમારે દુખના મેરૂ ડોલ્યા જો. કપટ કર્યું એ કેકઇ સાસુએ; અમને સાંપ્યા વનના વાસજો; મુજ વીતી તે કરૂ વિનતી, ચૌદ વરસના બારે માસ જો. સીતાજી સંદેસો કોને કહીએ, સાંભળો સતી મંદોદરી નારજો. ॥ ૭॥ જેઠે જાનકીજીનુ હરણ થયું, સુની મઢીમાં ન મળે કોઇ જો; રામજી મૃગ મારીને આવીયા, રામજી રૂદન કરે ને રોય જો. લક્ષ્મણ આતે કારણ શુ થયું, આંખે આંસુ ધારા જાય જો, દુઃખમાં દુઃખ કોને કહેવાયજો, રૂધાએ દુઃખ પગટ્યું અપારજો, સર્વે મુની આશ્રમ જોઇ વળ્યા, કોઇએ દીઠુ જનકનુ બાળજો; મારગમાંહી એક ગીધ પક્ષી મળ્યો,, તેણે કહી સીતાની ભાળ-જો. આકાશ મારગે રાવણ લેઇ ગયો, ત્યાં મેં જુદ્ધ કર્યું અપાર જો; મારૂ ન ચાલ્યુ રઘુનાથજી, શુદ્ધી ના રહી શરીર જો; રામે મુકિત આપી તેહને; આ-વ્યા પંપા સરોવર તીર જો. શવરીના મનોરથ પુ-રીઆ, સ્વામી જીવણના ધારણ ધીરજો; સીતાજી

સદેસો કોને કહીએ, સાંભળો સતી મંદોદરી નારજો ॥ ૮ ॥ અશાડે હનુમાનજી આવી મળ્યા, આવી લાગ્યા પ્રભુજીને પાયજો; બેઉ કર જોડીને ચરણે નમ્યા, વાળીએ અન્યાય કર્યો મહારાજ જો. અધરમ જોઇ વાળીને હણ્યો, જન સુગ્રીવને આપ્યાં રાજ જો; નળ નીલ અંગદ ને હનુમાનજી, જોદ્ધા સર્વે ધારણ ધીર જો. જોદ્ધા પ્રત્યે શ્રી હરી બોલીયા, અહીં કોઇ લાવે સીતાજીની ભાળ જો; બેઉ કર જોડીને ચરણે નમ્યા, હનુમાનજી છે પવન કુમાર જો. તેને શોધ લેવાને મોકલ્યા, વાંદરે ભરી લંકા પર ફાળજો; આવી અશોકવન ઉભા રહ્યા; જ્યાં બેઠાં છે સીતા માત જો. મુદ્રીકા મુકી ચરણે નમ્યા, માતા હું છું તમારો દાસ જો; મુજને સોધ લેવાને મોકલ્યો, ખેમખુશળ છે શ્રી રઘુનાથજો. લંકાંપર લંકાં પરજાળીને આવ્યા સ્વામી જીવણની પાસજો; સીતાજી સંદેસો કોને કહાએ, સાંભળો સતી મંદોદરી નાર જો. ॥ ૯ ॥ શ્રાવણ માસે સાહર તીરે આવીયા, અઢાર પદમ સેના કરી તૈયાર જો; જોરાવર જોદ્ધાત્યાં તેડાવીયા, નર વાંદર

શું માયા મેલીજો. નળ નીલ અંગદ ને હનુમાનજી, જોધ્ધા આવ્યા લંકાં મોઝાર જો; સાંમા સાંમી જોરા વર જુધ્ધે હણ્યા, અતિ બળ જોધાનો સંગ્રામ જો. નિશાચર માર્યા બહુ જાતના, ધરતી ધ્રૂજી ધનુષ ટંકા રજો; જોરાવર કુંભકરણ જુધ્ધે હણ્યો, ઇંદ્રજીત માર્યોછે એ ઠામ જો. શેશનાંગ પાતાળે શરસંધ્યો, રાવણ માર્યો છે એ ઠામ જો; દયાળે દેવનાં બંધન છોડાવીયાં, સ્વામી જીવણુના જે જે કાર જો. સીતાજી સંદેસો કોને કહીએ, સાંભળો સતી મંદોદરી નારજો ॥ ૧૦ ॥ ભાદરવે વીભીક્ષણ દાસને, રામજીએ આપ્યાં રાજ્ય આસનજો; મંદોદરી સભામાં આવીયાં, કરવા હરી ચરણે દરશનજો. મંદોદરી કહેછે મહારાજને, દુષ્ટ હતો એ રાવણ રાય જો; પ્રભુ પરતાપ તમારો ન જાણીયો, એવાં ફળ પામ્યો અન્યાય જો. સુખપાલમાં સીતાને બેસાડીને, તેડી લાવ્યા હનુમાન વીરજો; સીતાજી સંદેસો કોને કહીએ, સાંભળો સતી મંદોદરી નારજો. ॥૧૧॥ આસો માસો આનંદ વધારીએ, આજ મારે દીવાળીના દિન જો; પુરમાં સુખનાં સાગર રેલીઆ, પ્ર

પુલ્કિત ગયાં સર્વનાં મન જો. હસ્તી ઘોડા રથ શણગા-રીયા, દોરી લીધા કુંવળ ઘોડાંજો; વ્રજવાશી દર્શને ચાલીયાં, કરવા હરિ ચરણે દરશન જો. દુંદુભી ના-દ કરે સૌ દેવતા, પુષ્પની વૃષ્ટિ અવધ પર થાય જો, જે જે શબ્દ સૌ બોલી રહ્યા; સ્વામી જીવણના જયકાર જો; સીતાજી સંદેસો કોને કહીએ, સાંભળો સતી મં દોદરી નાર જો. ॥ ૧૨ ॥

---

# पंदर तिथिओ

પડવે તમે પ્રથમ જુવો પ્રરિક્ષા, નથી રહ્યા કંસ રા-વણ સરખા; મુરખ મન સેશાદીને ત્રસના. ભજીલોને સીતાવર સ્વામી. બીજ વિના અંતર છે અરણી, ધ-રંગી વિના સૌ મિથ્યા કરણી; ભક્તિ વિના સૌ જુડી સૌ કરણી. ભજી૦ ॥ ત્રીજડે તો તાપ તુજને ભારી, તેમાં શું બેઠો વિશ્વાહારી, સીર ઉપર કાળ રહ્યો ધારી. ભજી૦ ॥ ચોરાશી ચારે ખાંણ ફરવી, નવી નવી દેહ પડે ધરવી, તે માટે સત સંગ કરવી. ભજી૦

॥ પાંચે ચોર પાધરમાં લુંટે, વિસ્વાસિઘાત કરી ખુ ચે; સબંધી તાહારા દેહતણા લુટે. ભજી० ॥ છઠે શું બેઠો વિશ્વાહારી, અવધ પોતી તાહારી આવી; સંતો ઉપર કોઇ ન શકે નાળી ભજી० ॥ સાતે સાગાં ભેળા થઇ જોશે, સબંધી તાહારા દેહ તણા રોશે, હો હો પ્રાણી તાહારી હાંશિથસે. ભજી०॥આઠામે નિશ્ચે નથી રેહેવું, વિવેક વિચાર કરીકહેવું; તે માટે રામનુ નામ લેવું. ભજી०॥ નમુકે કાળ શત્રુ કોને, દયા દાન ભકિત આપો સઉને; સુલભછે ભાઇ રામ ભજે તેને. ભજી० ॥ દુસ્મન મોયલાને વારો, આગળ નથી ઉગર્યાનો આરો; મેલી દે પ્રાણી મુવાતણો ચાળો ભ-જી० ॥ એકાદશી આશરો કરીએ, તન મન ગુરૂ ચર ણે ધરીએ; મન મુકી ભવસાગર તરીએ. ભજી० ॥ બારે ભેદર બારપોર રેણી, રેણી વિના સર્વે મિ- થ્યા કેણી; ભકિત વિના સૌ જુઠી કરણી. ભજી० ॥ તેરશ દુર્લભ છે દેવને, તેરસા રહે વસે શીવને; શુલભ છે ભાઇ રામ ભજે તેને. ભજી० ॥ ચૌદે લોક ભાગે ઘડે પળમાં, વિચાર કરી લે તારા મનમાં; શુ મોહી

રહ્યો રખ્યાના તનમાં. ભજી૦ ॥ પંદર તથ પુરીરે થાશે, ગાશે તેને જ્ઞાન પ્રગટ થાસે, સુલભ છે ભાઇ હરિ ચરણે જાશે. ભજીલ્યોને સીતાવર સ્વામી. ॥



# ધોળ.

જીરે ધન્ય ધન્ય આજરે, ॥ આતમારામનું રાજરે;॥ કંઇ એકનાં કારજ સરી ગયારે, ॥ જીરે તુટેલી સગાઇરે. ॥ કરી લો મારા ભાઈ રે; આજના વવાયા જીવ કાંહાં જશોરે. ॥ ઉથલો ॥ સુરતી બાઇનો વીવા કરવા જોવા ચાલી ઠાંમ; ॥ પીંડ બ્રહ્માંડ વર શોધિયો, સાથે બાપ વીવેકનામ ॥ ૩ ॥ ઢાળ ॥ જીરે જોયાં જોયાં જોયાં રે; સાત પાતાળરે, અવનીના માળરે. તોયે પણ તાળ આવ્યો નહીરે; ॥ ૪॥ જીરે ત્યાંથી હું તો ચાલીરે, કરીને વીચારરે. ઇંડ પારરે; અટલ પુરૂષ પાસે આવીયાંરે. ॥ ૫ ॥ ઉથલો ॥ જઇને ત્યાં ઠામ જોયો; વર રૂડોરે વીશાલ જલાહલ જ-

લહલ છલકી રહે, ત્યાંહાં કળ નહી આવે કાલ ॥ ૬॥
ઢાળ ॥ જીરે મનની કીધી મોરરે; ચીત નાળી ચેરરે, અલખ પુરૂષ ને આપીયાંરે. ॥ ૭ ॥ જીરે જોયા મહારાજરે; સરોયાં સર્વે કાજરે, વીવાહ કરીને અમો આવીયાંરે. ॥ ૮॥ ઉથલો ॥ વેળાસર તો વીવા કીધો; ક્ષણું ન લાગી વાર, કર્મ વીના કોઇ નવ મળે, સુરતી તે ભાગ્યે અપાર. ॥ ૯॥ ઢાળ ॥ જીરે કંકોતરી લખાવોરે; દેવતાને કહાવોરે, વીવાએ વેહેલા સર્વે આવજોરે. ॥ ૧૦॥ જીરે બ્રહ્માજી ત્યાં આવ્યારે; મારે મને ભાવ્યારે, માંડવડા તે રૂડા ચોકાવીયોરે. ॥ ૧૧ ॥ ઉથલો ॥ ધર્મની ચાર થાંભલી; દેહી પાક પીપળ પાંન, નાડાં તે નરમાઇનાં, ખંભે તે બાંધ્યાં જાંણ. ॥ ૧૨॥ ઢાળ ॥ જીરે માંડવો ચોકાવીરે, તરવેણીમાં આવીરે; અંમરાપુરના ઢોલીડા તેડાવીયારે. ॥ ૧૩ ॥ જીરે સૈયરો બોલાવીરે; મંગળ ગવરાવીરે, જ્ઞાનના ગોળ વેંચાવીયારે. ॥ ૧૪॥ ઉથલો ॥ માંડવો મહા સુંદીર; માયાથી વળી બાહાર, દાસપણું દળ ત્યાં રેહે. સદા ઇંડની પાર. ॥ ૧૫ ॥ ૫૬ ॥

ચાલ ॥ ત્યાં તો સૈઅર સર્વે આવેરે. રૂડાં આનંદ મંગળ ગાવેરે; ગમ ગુજરાં લૈચાને આલીરે, સાચાગુરૂનો શબ્દ આલીરે, ધર્મ કર્મ અસાંણું લીધુંરે. તે તો મતીરે કુંભારને દીધુંરે, પેહેલા ત્રણ કરા ત્રણ ગુણરે, પછી ચાર કરી ચારખાંણરે. ॥ ૨॥ એ તો સાત હુવાં પુરાંણરે; લેઇ ગુજરાં ઘરમાં આવીયાંરે, રૂડે માંડવે સોવરાવીરે, ચાર જુગની ચોરી બનાવીરે, તે તો આપે બ્રહ્માજીએ આવીરે. ॥ ૩॥ ફરતાં ગુજરાં મેલ્યાં માંહીરે. વચે લાકડું રોપ્યું ત્યાંહીરે, તે તો દેહીનાં અનમાંન જાંણરે, માંહી રચ્યો ભુલવણીનો તાણોરે. ॥ ૪॥ ચતુરાઇના ચોખા વેરાવોરે; જંવાનીના જવ તલ લાવોરે, માંહી બ્રહ્મઅકુની ચેતાવોરે, માંહી ગરવનાં ઘી હોમાવોરે. ॥ ૫ ॥ અજ્ઞાંનનાં ઇંધણાં લાગેરે; ત્યારે આત્મા માંહીથી જાગેરે. બુધીબઇ ઘર સાંતક કરશેરે. ॥ ૬॥ ત્યાંતો વેદ બ્રહ્માજી ઓચરશેરે; બહુ ઢોલ વાગે રણતુરરે. ॥ ૭॥ ત્યાં તો જોવા મળ્યા સંત સુરરે; માંહી અનહદ નોબત વાગેરે, ત્યાં તો અખંડ બ્રહ્માંડ ગાજેરે, ભુંગ-

વાગે ભેર ભુગળ ને ઘડીયાળાંરે, વાજે શોભીતાં અતી રશાળરે. ॥૮ ॥ ગ્રહશાંતીક એ રીતે થાયરે, ત્યાંહાં તો દાસપથુદલ જાયેરે ॥૯॥ ચાલ ફરે ॥ સતગુરૂ શાંનનો શરવો કીધો, આત્મારાંમે હાથમાં લીધો, એમ કરી અગ્ની વધાવીયોરે. ॥ ૧ ॥શોક સોપારીશરવામાંદેઈ, સંક્ષેનુશ્રીફળહાથમાંલેઇ,જવાંનીનાજવતલહોમીયારે. ॥૨॥બ્રહ્માના પુત્રનેદક્ષણારેઆપી;બુધીબાઈ ઘરમાંહી ચાલી, આનંદ ઘણેરો છે અંગમાંરે. ॥ ૩॥ હવે આ-તમારામ કહે વરઘો ભરાવો, વેગે કરી વેલેરાંરે આવો, આજે શૈયરો છે રંગમાંરે. ॥ ૪ ॥ સર્વે સહીયરો કરીરે વીચાર, આવી પોહોતી જ્યાંહાં મતીરે કુંભાર, સાર બેઠાં સર્વે શોભીયાંરે. ॥ ૫॥ સંતસાગરમાં ગીરધારી છે દરીઓ; ત્યાં જઇ જ્ઞાનની વરઘોરે ભરીયો, તરાંરે જ્ઞાનીનાં લોભીયાં, ગમનો ગોતયડો અકલ વહુએ લીધો, વીચાર ભાઇનો ચાદર કીધો, બેઉના તે છેડા ગાંઠીયારે, ટેકને તોરણે સર્વે આવ્યાં, બુદ્ધી તે બાઈને શાદ કરાવ્યાં, વરઘો વધાવીને આવીયાંરે, રૂડીરે રીતે વરઘો

વધાવી, શરખી શગાંગી માંડવડામાં આવી, વ-
રઘો વધાવી દેઇ કાગરીરે, એકલ વહુ કે કુંભ ન-
હી ઉતારૂ; સર્વે થકી મારે લેવું છે સારૂ. શાસુ
સેચા અમને ભાળવોરે, સૌ કોને મન લાગ્યું છે
શારૂ, ધન્ય ધન્યરે આટલા વહુ વહુઆરૂ, જરૂર તમને
આપીશુ રે, દેઉ ગાંમને હવે વેગે જમાડો, મુકી
દો સર્વે બ્રહ્મણાનો આરો પશુરે લાડાલા
શંત ત્યાં વસેરે, ॥ઢાળ॥ જીરે ગાંમ જમી રહ્યું રે,
શર્વેને કહ્યું રે, હવે તો જાંન વેહેલી આવશેરે. જીરે
જરૂખે તે ચઢીરે, જુએ ઘડી ઘડીરે. હવાગાં વધાઇ
કાઇએક લાવશેરે. ॥ઉથલો ॥અલખપુરથી જાન સુ-
ઢી, રૂડી તે રંગરોળ, બંધુક બાણ ત્યાં ગરજીયાં
તોપોતણા ઘમરોળ: ઢાળ ॥ જીરે વાડીએસ તે રૂડી
રે. દીસે રંગ રોળીરે, હયે‌ા તે ઉડે અસમાંન-
માંરે. જીરે ચઆમની જાંનરે, મહારૂપવાંનરે, જો-
ને તું તારા ભાંનમાંરે. ॥ઉથલો ॥ હરખ કેરે હાથીયે
બેઠા તે પુરુષોત્તમ, ॥ સાચા તે શંત ચમર કરે, તે.
નો કાઇ ન જાંણે મરમ, ઢાળ ॥ જીરે નવશાહસ્ત્ર

ઘોડારે, દશ રથ જોડારે, તેણે મારગે તે તો ચાલી સારે, જીરે તેનાં બેઠા જોગીરે, નવ હોય રોગીરે, શબદના નેજા રાતે ઝાલીયારે. ॥ ઉથલો ॥ તરવેણીમાં તેજ રોપ્યું, અજંપાનીશાન, અનહદ નોબત સાંભળગી, પછે શાહેરમાં થયું જાણ, ॥ ઢાળ ॥ જીરે; સાંમૈયું લો સારરે, ઇંગલા પીંગળાનાર રે ત્રીકુટી તખતે જાંન ઉતરીરે, જીરે પ્રેમનાં પાથરણાંરે, મહારંગ વરણાંરે, સાંધો નહીરે એક સુત્રનાંરે, ॥ ઉથલો ॥ લગના ઢાળ્યા તકીયા, માંહ્ય મન ઢોળેવાય, હુકમ માગે હરી કને, પછીજાંનજમવા જાય. ॥ઢાળ ॥ જીરે. પ્રેમની પરશાળો, માંડવડો વિશાળરે, જાન તે તરત બેશી ગઇરે, જીરે હેત પકવાનરે, પીરશાં સરવે જાનરે, જરૂર જલેબી મીઠી સહીરે, ॥ઉથલો ॥ શાક કીધાં સુભ કરમનાં, માંહે મરમ મોહો દ્રાક્ષ, રસોઇ રૂડી રીતની, માંહે નાના વીધીના પાક, ॥ ઢાળ ॥ જીરે ભાવે કર્યો ભાતરે, કહું છું સાચી વાતરે, ધીરે તે જરૂર જમાડીયાંરે, જીરે અમરીત પાણીરે, પીઓ સરવે જા-

ણીરે, જાન જમીને ગઇ વાડીએરે,॥ ઉથલો ॥ જ્ઞાન કેરો કચલુવો આરોગ્યા, આતમરામ દાસપથુ દલ્લ ત્યાં રહે, સદા તે ગગનમંડળ ગામ ॥પદ ॥ ચાલ ફેર ॥ હરી ભલે આવ્યારે, અલબેલોજી આવીઆ, વાલો ભલે આવ્યારે, અલબેલોજી આવીયારે, તોરણ આવ્યા છે નાથ મારો, ઉભા રહ્યા છે ત્યાંય, સરવે સૈએરો ત્યાં એમ કહેરે, હવે જાવુ હરીની પાસ, હરી ભલે આવ્યારે, અલબેલોજી આવીયારે, ચાર શરીયા ચાર ખાંણના, પીંડી તે પંડજ અજાણ, હરી ઉપર ઉશેટ જેરે, ત્યારે જાણેશ ઘટનો મરમ, હરી ભલે આવ્યારે, અલબેલોજી આવીયા, મુશળુ તે મારનુંરે, જુંશરૂ તે જાણ, ત્રાકત્રી વીધો માયા જાણજેરે, તીર નાંખશે પરોવી વારોવાર. હરી૦ હરી ઉપર વાંસ વાળજેરે, બાળજે અસુભ કર્મ, કબુધી કોડીઆં ભાગશેરે, ત્યારે જાગશે ઘટનો મર્મ. હરી૦ બુધીબાઇએ હરી વધાવીયારે, આવ્યા મંડપ માંય, સાળો કરોધ માંડવે ચઢયોરે, હરીને ખાળી રહ્યો છે ત્યાંય, હરિ૦ રેરે કરોધ તું ફેલ

કરતો. લેને તારોલાગ, સંતપર તે ચાલે નહીરે, તારા વડીએ ન ટકે પગ. હરી૰ અરધ ઉરધ ચોરી રચીરે અગની ચક્ર કેહેવાય,સાવધાન તોસૌસંતકહેરે, તેહેનો ભેદ મુનીજન પાય. હરી૰ અમર કાંકણુ પેહેરીયાંરે, સુરતી બાઇને હાથ, વીચાર ભાઇને પધરાવીયારે, ત્યારે જાત મટીગઇ ભાત. હરી૰ અમર ગાંઠણ ગાંઠીયાંરે, આત્મારામે ત્યાંય, વળતી મંગળ વરતાવીઆંરે, સુરતીએ ઝાલી પ્રભુની બાંય. હરી૰ અલખ પરણ્યા પલકમાંરે, ઘડીએ ન લાગી વાર; સૌભાગ્યવંતી સૈયર કહેરે, તેને સોપારી આપોને સાત. હરી૰ ગણેશ તો તારી ગત્યછેરે, બીજું કાંઇયે ન હોય, દાસ પથુદલ ત્યાં રહેરે, જ્યાં સદા માહારૂ મન માંહ, ઇતો શ્રી સુરતીબાઇનો વીવાહ સંપુર્ણ.



# શ્રી જાનકીજીનો વિવાહ

## પદ ૧ લું.

સવસ્તશ્રી અવધપુર ઉતમ ગામરે, આનંદ મંગળ દશરથ રાયનુ ધામરે. ॥ ૧ ॥ પ્રગટ્યા પ્રભુજી સરવેને સુખ દેવારે, ભવમાં ભુલ્યા તે શું જાણે એવારે. ॥ ૨ ॥ લોક સરવે તો મોહ્યા રૂપ નિહાળીરે, માસ દિવસ એક ભાનુ રહ્યો છે ભાળીરે. ॥ ૩ ॥ આનંદ શોભા ઈંદુ બાણ વિશેખીરે, નાથ રતીનો લગ્ન પામે દેખીરે. ॥ ૪ ॥ વિશ્વામિત્ર યજ્ઞ તણુ દુખ જાણીરે, જાચ્યા રઘુવર હરીને જોવા નાંણીરે ॥ ૫ ॥ માત પિતાએ કર ઝજ્ઞાવો હાથરે, રામ લક્ષમણ બેઉ ચાલ્યા મુનીવર સાથરે. ॥ ૬ ॥ અસુર તાડીકા સુબા હુ સંઘારીરે, ચરણ રજથી ગૌતમ અબળા તારીરે. ॥૭॥ મીથુલાપુરમાં માહા જંગ માંડ્યો હોવારે, તુળશી સુતના સાંમી આવ્યા જોવારે. ॥૮॥

## પદ ૨ જુ

જનક પુરની નરનારી સહુ મોહીરે, આ જો બેની નઉતમ જોડીકોઇરે; કમળકેસરી હંસ બચ્ચાની ચાલરે,

નેણુંધીરજને ચંદન ચરચ્યાં ભાળરે. ॥ ૧ ॥ શ્યામ પુરૂશ તો સીઆ સમોવડ સોહીએરે, આ જુગમાં તો અવર બીજાનહિ કોઇરે; શુંકરીએ જે જનક રાયને ટેક રે, વેરણ વીધાતાએ અવળા લખીયા લેખરે. ॥ ૨ ॥ બીજે દિવસે બાગ ગયા શુભકારીરે, ગવરી પુંજવા આવ્યાં જનક કુંવારીરે; સજન ઓટમાં ગોર શ્યામ મુખ જોઇરે, નેણ ચકોરી મુખ ચંદાને મોહીરે. ॥૩॥ શીવ બ્રહ્મા હું માગુછુ તમ પાસરે, મારા મનની પુરણ કરજ્યે આશરે; એમ કહીને સરવે આવ્યા ઘેરરે, તુળશી સુતના સ્વામી જાગે પેરરે. ॥ ૪ ॥

પદ ૩ જું.

બેહેની જનકપુરી છબી જોઇને મોટા મોહ્યારે કાંઇ સુરીનર શેષ, જનકપુર વાજાંરે વાગીયાં. જોવા ધનુષ જગનનેકારણે; બાહુ આવ્યારેત્યાં ભુપનરેશ. જનકપુર૦ ॥ રાજા જનકે તે કુંવર બોલાવીયા, રાયે દીધાંરેઘણાં આદરમાંન. જનકપુર૦ ॥ એક સીંહાસન અતિસે શોભતુ, તે પરસોહિએરેનટવરભીનેવાન.નૃપકોટીકોટી આગીઆ,જ્યાતેમધેજેમસુરજપ્રકાશ.જનકપુર૦ ॥ત્યાં

તો અગણિત તારા ઉદેથયા, તે મધેરેજેમશશીઅલભાં
ણ. જનક૦ ॥ જેણે રામ રૂપને ઓળખ્યુ તજી ચાલ્યા
સૌમનતણી આશ. જનકપુર૦॥ એવી સુંદીર શોભારે
જોઇને, ગુણ ગાયરે નીત તુળશીને દાસ. જનકપુર
વાજાંરે વાગીયાં. ॥

પદ ૪ થુ

બેહેની જનક લલી સંગ લેઇને આવીરે અબળા
ત્યાં અનંત અપાર. જનકપુર નગ્ર સોહ્યામણું. ના-
રી અરસપરસ વાતો કરે; જ્યારે નરખ્યારે પ્રભુ પ્રાણ
આધાર. જનકપુર૦ ॥ હેલી એ વર સરસ સોહામ-
ણો, જોડી સોહીએરે સીતા રામની જોડ, જનકપુર૦॥
ત્યારે એક સખી એવું ઓચરી, કુંવર કોમળરે શીવ
ચાપ કઠોર. જનકપુર૦ ॥ જોઇ રઘુવર રૂપ ભુલાં પ-
ડ્યાં, આવી ઊભારે સો દેવ વૈમાન. જનકપુર૦॥
અતિ સુંદર શોભારે જોઇને, તાસાં ગડગડીયાંરે અતિ
ગગન નિશાન. જનકપુર૦ ॥ કર જોડી કરે સહુ વિ-
નતિ વીધી રાખજોરે અમો રંકનું માંન. જનકપુર ૦॥
સ્વામી તુળશી સુતનેાાંઅહાંવરે, ત્યારે પામીયેરે અ-

મે અવિચળ દાન. જનકપુર૦ ॥

પદ ૫ મુ.

જનકરાયના મંડપમધ્યે ત્રબંક મુકયું શીવનુંરે. રાવણ સરખાહારી નાઠા ત્યાંશુ ચાલે જીવનુંરે; ગહા મહિપતિ તો ક્રોધે ભરાયા, ઉઠયા છે સમ ખાઇરે; જોર જણાવેરે જુગતે ઝાઝુ, સનમુખ આવ્યા ધાઇરે; રાજ બીજ તો હોય અભિમાની, સાથે ઉઠયા સર્વેરે. હાલ્યુ નહીં તે હારી બેઠા, મેહેલી મનનો ગર્વરે; જનકરાયને જ્વાળા લાગી, બોલ્યા સૌને જોઇરે. આ જગતમાં ક્ષત્રી રાંડે જનમ્યો નથી કોઇરે, રીસ કરીને લક્ષમણ કહે છે રાજા એ શો વાંણીરે; આ અવની ને ધનુપ તારૂ, લેઇને બોળુ પાણીરે. આબ્રામંડળ ફોડી નાખુ કાચા કુંભ જેવુંરે, બાણ ચઢાવે કમળ નાળ તે મારે મન છે એવુંરે, રામઅનુજને શ્રીરાઘવજી સાનકરે છે છાનીરે, તુળશીસુતનાસ્વામી કેરીમરજાદાલ્યાંમાનીરે.

પદ ૬ ઠુ.

ચીત્રલખ્યા સા દીઠા સર્વે જનકપુરના લોકરે, પ્રાણપતિએ મનમાં જાણ્યુ મોહ માયાને શોકરે; વિશ્વામિત્રે

આજ્ઞા આપી, ઊઠ્યા રઘુવીર રાયરે. ક્રોધ કરીને બાળ કેશરી, કરીવર સામો ધાયરે. પુરવાશી કે શીવ સનકાદિક કરજો હમારી સાહ્યરે, ગણપતિજી ગુણના સાગર કોડંડ કુણુ થાયરે; ફુલ દડાની પેઠે હરિએ ત્રંબક લીધુ હાથરે; સહુ દેખતાં ખેંચે તાણે અવધપુરીનો નાથરે, જેમ ગજરાજા ઇક્ષુ તોડે એવા કીધા ટુકરે. દુષ્ટ હતા તે હારી દુઃખ પામ્યા હરીજન પામ્યા સુખરે; ટંકારામાંર વિના રથના ઘોડા મારગ ભુલ્યારે, જોગેશ્વરના તાળીછુટી ધ્યાન ભજનથી ભુલ્યારે, ત્રેશકોરા શેશ સરીખા ફાળ પડી છે તેનેરે; દશ દિશાના દીગપાળ ડોલ્યા ધીરજ ના રહી કેનેરે, હેત કરીને જનક કુંવારી આરોપે વરમાળરે. તૂળશી સુતના સ્વામીને તો જેમ નિરખે મૃગ્ર બાળરે.

પદ ૭ મું.

રાંમ સીતાને જોતાં તે દેવરૂશી સયરે, જેજે ધુની ગગન મંડળ થાયરે, ઇંદ્રાદીક તો કલ્પ વૃક્ષના ફુલરે, આનંદ પામી વ્રસ્ટી કરેછે અમુલરે, ચઢી વૈમાને દેવતણી કન્યાયરે, ભેરી ભુગળ શોભા તે વ-

રણવી નત્ર જાયરે, રીસ કરીને ફરસુરાંમ ત્યાં આવી યારે, ઇષ્ટ ઓળખી આવીને પાયે પડીયારે, જનકસ લીને આનંદ વાધ્યો અંગેરે, સાહેલી સરવે મંગળ ગાતી ઉમંગેરે, ગીત મધુરાં ગાતી સરવે રાંસારે, જનકભુવનમાં આવ્યા સરવે શાં મારે, રાજા રાંણી હરખ્યાં શાસંન અપારરે, જ્યારે નીરખ્યા વીશ્વનાથ કીરતારરે, મુનીવર સંગે રઘુવર સોહીએ ધાંમરે, સ્વસ્ત શ્રી અવધપુર ઉત્તમ ગામરે, કંકોત્રીઓ લખીઓ છે નીજ હાથરે, જાંન લેઇને અહીંઆં આવજો જગતાતરે, ગજ તોરીને સુખ પામો રથ સારરે, તુલસી સુતના સાંમીના સંગી અપારરે,

પદ ૮ મું.

સકળ લોકની શોભા તે દસરથદ્વારરે, માંહીમંડપમાં મોતીડાંની હારરે, કાસ ચીતારો બ્રહ્મા તે કરણી કરણીરે, શ્રૃતી સારદા શેષ ન શકે વરણવીરે, ભરથ સત્રુઘંન અવરસખાનીજાસંઘેરે, પવન વેગ બેઠા છે તો રંગેરે, ઝાંઝ ઝાલરી શંખનાદ બહુ થ રે ગજ ઘંટનો શોભા આગળમાં જ્યારે સાહી આલા રઘુકુળ કેરી

જાંનરે, સાંમયુતો લેઇ આવ્યા પ્રધાનરે, પ્રીત કરીને પાથરણાં પથરાવ્યાંરે, દશરથરાયને જનક મળ્યા ઊમંગેરે, રાંમ લક્ષ્મણ બેઉ લાગ્યા પીતાને પાયરે, અવધપુરના લોકને હરખ ન માયરે, માંહોમાંહે ભાઇ મળ્યા ઊમંગેરે, તુળશીસુતને આનંદ વાધ્યો અંગેરે.

## પદ ૯ મું.

જીરે જનકભોવન અતી શોભતુ, બાંધ્યા પટકુળ નાહાના ભાતરે. જનકજીને માંડવે. જીરે ચંદરવા ચોપાસના, તેની વેલડી જુવીજુવી ભાતરે, જનકજીને માંડવે. ॥ મોટા મંડપ છાયારે મોગરે, માંહે પુષ્પ કળીનાં હાર, જનકજી ॥ ૩ ॥ જીરે શેરી સમારીરે ફુલડે, રૂડા કનાક કળસ ધર્યા દ્વારરે જનકજી૦ ॥ ૪ ॥ જીરે સ્થંભ રચ્યારે મણી હીમના, માંહી રંભાદીકનાં રૂપ. જનકજી૦ ॥ ૫ ॥ બહુ કેતુ પતાકાને વાડીઓ, જડયાં માણક મોતી અનુપરે. જનકજી૦ ॥ ૬ ॥ જીરે તોરણ બાંધ્યાંરે બારણે, મળી માનુની મંગળ ગાયરે. જનકજી૦ ॥ ૭ ॥ જીરે ચિત્રામણ ચૌદ લોકનાં,

તેની શોભા વરણવી ન જાયરે. જનકજી૦ ॥ ૮ ॥જોઈ બ્રહ્માદિક ભુલા પડ્યા,એને ઘડનારોકોઇ અન્યરે. જ- નકજી૦ ॥ ૮ ॥ જોવા દેવ લોક સહુ આવીયા, ગઇ સુરીનર કેરીસાંનરે. જનકજી૦ ॥ ૯ ॥ સોહીએ ગો- ખ જરૂખા ને બારીઓ, માંહી મણીરે દીપકની જોત. જનકજી૦ ॥ ૧૦ ॥ સ્વામી તુળશી સૂતને દયા કરો, આવ્યો બાળ તમારી ઓથરે જનકજીને માંડવે.॥૧૧॥

પદ ૧૦ મુ.

જીરે ભોજન કરાવ્યાં ભાવતાં, નારી વાંકાં વદે છે વે- ણરે. કુંવરજી ઘોડે ચડ્યા. હેલી ચાર કુંવરની શો- ભા ભલી, એક એક રૂપની મણીરે. કુંવરજી૦ રાજા જનકે તે ગુરૂજી બોલાવીઆ, સ્વામી શેને લ ગાડો છો વાર. કુવરજી૦ તમો વેગે લેઇ આવો વ રાતને, હવે લગન થયુ નિરધારરે. કુવર૦ બહુ છેલ છબીલો છોકરા, માંહી જુગલજુગલની જોડરે. કુવર૦ હવે કેસરીઆ કહ્યું કેટલા, માંહી કરેછે એક એકની હોડ. કુવર૦ વર ચાર ચતુર અતી રૂડલા, શોહીએ કરકડામણી હાર. કુવર૦ કટી કંદોરા છે હીમના,

સોહીએ સુસ્તક મોતીઆં સારે. કુવર૦ જે વાજી ર-
ઘુવર રાયના તે વરણી ન જે નાઠી ચાલી. કુવર૦ જેમ
કાસ તોરંણ થઈ આવીઆ, સોહીએ પવન વેગી
થામ કરયું. કુવર૦ સેરી પાથરણાં પથરાવીઆં બ
હુ; પીતામ્બર દોરશાહી રે. કુવર૦ સ્વામી તુલસી
સુતનો રે સાચરા લઈ બાલ સખા નીજસંગર. કુવરજી
ઘોડે ચઢયા.

પદ ૧૧ મું.

જીરે જનકરાયને માંડવે, હેત હૈયેરે કુવર કેસરી જાય;
રઘુવર તોરણ આવીઆ. જીરે સેરી સુગંધ સીચાવીને
સુવા ચંદન રે અતી છાંટણાં થાય. રઘુવર૦ જીરે
મુગતા ફળનેરે મોગરે, લક્ષ્મી માળણ રે લેઇ આવી
છે ખુપ. રઘુવર૦ ત્યાંતો જુવતીનાં જુથ ટોળે મળ્યાં,
દેલી ગાળો રે અતિ પરમ અનુપ. રઘુવર૦ શીઆ
માતા સોના કેરી થાલમે, દુર્બ સંપટ રે વળી પાનને
ફુલ. રઘુવર૦ માંહી શીફળ ફોફળ મંજરી, બીજી
મંગળ રે માંહી વસ્તુ અમુલ્ય. રઘુવર૦ જીરે ખુશાળ
મુશાળી શોભતુ, લાવી દીવડઆ વળી જ્યોતિને ત્રાક રે,

રઘુવર૦ ઉપર છડી પીઠી રે ઉછાળીને, સુખનીરખીરે પઢો તાણ્યુ છે નાક. રઘુર૦ તાસાં સુ પાકણીઆ અંતે કરૂ, નાંખે સસીઆદિક સઘુંસહુઆટ. રઘુવર૦ સ્વામી તુલસી સુતને દયા કરો, સદા રહેજોરેતમે નામની ચોટ. રઘુવર તોરણ આવીઆ.

પદ ૧૨ મુ.

જીરે સકલ લોકની શોભારે સરવે સંકેલી, સહુ બેસી કરીનેરે જનકમંડપ મેલી; સહુ સુરીનર કહેછેરે વેહુવા છ બે જેવા, જોયા ત્રણ લોકમારે નથી બીજા એવા. સંતાનંદને સહીયરરે શીઆ લાવ્યા ચોરી, કોકીલા સરવેરે મળી ભામા ગોરી; સુખજી ને નારદરે સનકાદીક સંગે, બ્રહ્માદિક શંકરરેથયા બ્રાહ્મણરૂપે. આવ્યા બ્રેસપતિભુતલરેવશીસ્ટવદેવાણી, દેવ પુસ્પનીવ્રસ્ટી રે કરે મંગળ જાણી; વીસ્નુ કનકની ચોરીરે મુનીવર વેદ ભણે, શીઆ હાથ સમરપીરે જનક રઘુનાથ તણે રે. કન્યાને મામે માંડવીરે ભરથપણે દીધીરે, ઉર મીલા છે ઉતમરે લક્ષ્મણજીએ કર લીધી; સુરતી કીરતીસારદારે શત્રુઘન સાથ કરી, કીધાં છેડા ગાંઠણરે

ચાંદલો શીશ ધરી; ફરે મંગળ ફેરારે આનંદ ઉર
આણી સામી તુલશી સુતનોરે કોણ શકે જાણી.

પદ ૧૩ મું.

પેહેલે મંગળ આપ્યાં ગજગૌ દાન, જનકે જગન
માંડીઓરે; બીજે મંગળમાણકમોતીનાંથાન. જનકે૦॥
ત્રીજે મંગલે ધોરી તોરીનીજોડ, જનકે૦ ॥ ચોથે મં-
ગલે ભુમી રથ ભંડાર, જનકે૦ ॥ વરકન્યા ત્યાં મંગળ
વરત્યાં ચાર, જનકે૦॥ અરસપરસત્યાંઆરોગ્યાં કંસા-
રરે. જનકે૦ ॥ ગવરી કે'છે વર રાજાજી રાય, જનકે૦
વીંટીલોતો ઘરમાં થાય ચાલ, જનકે૦ ॥ સારદાઉભાં
સીતાજીને સાઇને, કોડી લોતો ચાલ તમારો બાઈ.
જનકે૦ ॥ દાસી રૂપે રતી ઉતારેછે લુણ, જનકે૦ ॥
સારદા સુત બ્રાહ્મણી ગાય ગુણ, જનકે૦ ॥ સચી
સંવાથે દેવ તણી કન્યાએ, જનકે૦ ॥ શીધી બુધી
ભવની બ્રહ્મા ગાય, જનકે૦ ॥ ચારે પદાર્થ મુકતી
સ્થીરથાય, જનકે૦ ॥અષ્ટાદશ ત્યાં સિદ્ધિભરેછે નીર,
જનકે૦॥છત્ર ચમર તેતો શેશારહયાછે સાહીને, જનકે૦
આપ્યોચમરપવન કરેછે ધાઇને,જનકે૦॥ કીનરગાન્ધ

વ થયા ચારણ ભાટ, જનકે૦ ॥ ઉરવંશી ત્યાં કામકુ
લાનો ઠાઠ. જનકે૦ ॥ લોક ચતુરદસ જેજે ધુની થાય
જનકે૦ ॥ તુલશી સુતતો વેગે વારી જાય. જનકે જ-
ગ્ન માંડીયો. ॥

પદ. ૧૪ મું.

સીતા રામ જોડી સુખકારી, ભ્રાત શત્રુઘ્ન વામદુલા
રી, લક્ષમણ સંગે રૂપ ઉજીઆરી તો કુંવરકુંવરી અતિ
શોભતાંરે; આરતી ઉમંગે સુનેનાં ઉતારે જનક રાયને
ત્યાં મનજવારે,બાલ હમારી એ તમારે ઓથે તો કૃપા
દ્રષ્ટી કરી પાલજોરે. ઉરવંશી સહુ કરતાંરે માન્ય,
ગજઘોડા તતબર કરી જાન, ચાલીવધાઇને ગરગડ્યાં
નિશાન તો કુંવર કુવરી અતિ શોભતાંરે. આવ્યાં અ
વધપુર આનંદ ભારી, મંગલ ગ્નાન કરે સૌ નારી; દેવ
પુષ્પનીવૃષ્ટિકરેજેજેઉચારીતોકુવરકુવરીઅતિસોભતાંરે.
રામણદિવો કેકૈનેહાથ ધુપઆરતી સુમિત્રા સાથે, કૌ-
શલ્યાજી પાંકે ભલી ભાતે તો; કુવરી કુવર અતિ સો
ભતાંરે અખિલલોક સૌ હરખ્યા હેલી કુલ વધુએ મ-
રજાદા મેલી, કન્યા પાંકે જોવા થઇ છે ઘેલી તો કુવર

કુંવરી અતિ સોભતાંરે. એ સુખ સાગરનું નહીં લેખુ, આનંદ ભુવનમાં દેખુ; દુખનું મુળ રહયું નહીં લેખુ, તો કુંવરકુંવરી અતિ સોભતારે. વાલ્મિક સુકજી અહો રાય, નિગમ નેતિ નવલે થાઇ; તુલસી સૂત તો કેમ કરિ ગાય તો કુંવરી કુંવર અતિ સોભતાંરે.

પદ ૧૫ મું.

છોડો છોડો છબીલાજી દોરડો છોગાળા છેલી લાજ મુકી આવ ઓરડો છોગાળા૦ બ્રમાએ વાળી છે ગાંઠરે, છોગાળા૦ અટપટી અઘરી છે ગાંઠરે, છોગાળા૦ ધીંગા ધારા ધરનો ચાલછે. છો૦ ઉપાય નથી એક શેરનો, તમ સરીખું કાંણુ ચતુર છે, છો૦ સકળ કળા સંપુર્ણ છો૦ રાંમ જાનકી બેઉ રંગમાં.છો૦ ॥ આવેના મુનીના ધાનમાં. છો૦ ॥ તે અગ્નાએ ગાયા ગાનમાં. છો૦ ॥ લોકીક કરવા હરી બશા.છો૦ સ્વામી તુલશી સુતના ત્યાં હશા.

પદ ૧૬ મું.

છોડો છબીલિજી દોરડો. જનક કિશોરી. ॥ જેર નથી કંઇ તોરડો. જનક કીશોરી. ॥ વાળી છે વશીષ્ટે

ગાંડરે, જનક૦ ॥ આરધના કરો તમારા ઇષ્ટની, જ-
નક૦ ॥ સેના માહી તેડાવીયે, જનક૦ ॥ જનકપીતાને
કહાવીયે. જનક૦ ॥ જેમ તેગ કરીને છોડીએ. જ-
નક૦ ॥ ઝાઝુ કહે શું થાયરે. જનક૦ । અધીક અં-
ક ઉર જાયછે. જનક૦ ॥ આનંદ ઓછવ જોઇને
જનક૦ ॥ સ્વામી તુલસી સુતના રહ્યા છે મોહીને.
જનક૦ ॥

પદ ૧૭ મુ.

જીરે દસરથ નગર તો શોહામણું, અલોકીકરે એ તો
નૌતમ કામ; અવધપુર આંબો મોરીઓ, જોઇ વી-
શ્વકરમા વીશમે થયા; ॥ ના આવેરે બ્રહ્મા શીવ
ઇંદ્રનું ધ્યાન, અવધપુર૦ ॥ રઘુનાથ સદનમાંરે, સં-
ચરા, ॥ કન્યા જાનકીરે દસરથરાયના લાલ, ॥ અવ-
ધપુર ॥ એક સીંઘાસન અતી શોભતું, ॥ તેપર શો-
હીએરે જેમ કનક તમાલ; અવધપુર૦ ॥ જીરે લોક
અલોકીક જીવને. છેડી વાગેરે રાજા રામની એક,
અવધપુર૦ ॥ જેમ સાગર છીપ ખુટે નહી; તેમ ના
આવેરે પ્રભુ ગુણ તણો છેક, અવધપુર૦ ॥ જીરે સં-

વત અરાડ સતાવીશનો; ચૈત્ર સુદીરે બીજ મંગળ-વાર, અવધપુર૦ ॥ તે દહાડે દયા કરી દાસને ગા યો વીવાહરે રઘુનાથનેદાસ; અવધપુર૦ ॥પ્રભુ જ નમો જનમ હું અવતરું, સદારેજોરે તમે નામની આશ; અવધપુર૦ ॥ સ્વામી તુલશી સુતનોરે તમ થકી, સદા રેહેછેરે નીજ પ્રભુજીનીપાસ; અવધપુર૦ ॥

૫૯

સાધુસંગે નીરમલ જળમાં હું પણ જઈને નાહીરે. તે દા'ડાની હરીવર સાથે કરી છે સગાઈરે. ॥૧॥ હું તો મારા મનમાં હરખી, હરી હરખ્યા અપારરે; સરખા સરખી સહીએર કહેછે, દાજે છે સંસારરે. ॥ ૨ ॥ ભગતીરૂપી વસ્તર મુજને, ચઢાવ્યાં છે આવીરે; તેણે હું તો રૂડી દીસુ, વાલાને મન ભાવીરે. ૩ ॥ અજ્ઞાન ગુંગટ અળગો કીધો, વાલે સામુ જોયુ રે તે દાડાનુ મનડુ મારૂ હરીવર સાથે મોહયુરે. ॥ ૪ ॥ સતગુરૂજીએ લગન લખીયુ, નીરવ્રત દાડે દેખીરે; માહારે ઘેર તો વીહીવા આવ્યો, આનંદ વસેકીરે, ॥ ૫ ॥ વેલુ જીની ભજનાનંદને, કરેછે પરૂ

ણામરે; અખંડ વર તો અમને આપો, પામી પુરણ ધામરે. ॥ ૬ ॥ આજ મારે મંગલ વરતાં, આનંદના માયરે; કાંણ પુન્યે પરગટ થયો, હરિ સાથે વિવારે. ॥ ૧ ॥ નિરમંત માડી માહારી દેહીયે, પીઠી ચોળવા આવીરે; કબુધિ કાળ તો સરવે નાઠી અનુભવ પિળચ આવીરે. ॥ ૨ ॥ વિસ્વાસરૂપી વાજન બેડી. સતનુ નાળીએર સાહીરે; ફુલેકે ફરીને હું તો, ચીત ચઉિટામાં માલીરે. ॥ ૩ ॥ મોરૂ મોરૂ સાજન મોરૂ, તેને ભરાંસે ચાલીરે; હરિવર તો છે વસીકરણ, હું છુ કન્યા કાલીરે. ॥ ૪ ॥ શીલ સંતોક ને દયા ધરમની નોતર મારે આવીરે; તે પણ માંડવડામાં માલે. મારે મન ભાવીરે. ॥ ૫ ॥ વિવેક વીરો મારે કાજે, મોસાળુ લેઇ આવ્યારે, હું તો મારા મનમાં હરખી, મોતીડે વધાવ્યારે. ॥ ૬ ॥ શુભ વિચારનું મોઢળ બાંધ્યુ, હું પણ થઇ છુ તૈયારરે, જાન તો જદુપતિ લાવ્યા, દેખે છે સંસારરે. ॥ ૭ ॥ ધ્યાનેરૂપી તોરણ ચઢીયા, વરજી પંકાયરે; વેલુ જીની ભજનાનંદને, ધન્ય ધન્ય કેહેવાયરે.॥૮॥ મતી પરણે આતમરામને,

બુધિમંગળ ગાયરે; પ્રેમરૂપી ગુલાલ મારે, આંગણીયે ના માયરે. ॥ ૧ ॥ અંતસકરણની ચોરી મધ્યે, હરિ વર બેઠા આવીરે; આતુરતા સાહેલી મુજને, ઉપાડી ને લાવીરે. ॥ ૨ ॥ કામ ક્રોધ ને મોહ મછરના, જવ તલ હોમાયરે; હાથે વાળો હરિશુ મેલ્યો, કર પાછો કેમ થાયરે. ॥ ૩ ॥ જ્ઞાનરૂપી વરમાળા આરોપી, થઇ રહીછુ રસ રૂપરે; હાવે મારે કોણ પડશે, ભવ સાગરને કુપરે. ॥ ૩ ॥ વેલુ જીવી ભજનાનંદને, વારે વારે વારીરે; મોહન વરને અમો વરીયા, સદાનો બ્રહ્મચારીરે. ॥ ૫॥એકતાનારૂપી છેડા ગાંઠ્યા, મંગળ વરત્યાં ચારરે; સાંમળીયા રૂપને જોઇને, નાશી ગયા વિકારરે. ॥ ૧ ॥ અનંત કીરપાનો કંસાર વાલે, હરિએ હાથમાં લીધોરે; જનમ મરણની ભુખજ ભાગી, મારા મુખમાં દીધોરે, ॥ ૨ ॥ મેહે પણ મારા સનેહરૂપી. કર લીધો કંસારરે; સામળીઓ વર આનંદ થઇને, જમે વારો વારરે. ॥ ૩ ॥ વૃહે બેની હવે મુજને, સાસરીએ વળાવીરે; પરાતેપર છે પીયુજી મારો, ફરી પીહર ના આવીરે. ॥ ૪ ॥ સુખમણા સાસુ હવે

મુજને, પાંકવાને આવ્યાંરે; સહુકો કે'છે વહુ છે રૂડી, મંદીરમાં પધરાવોરે. ॥ ૫ ॥ રૂજની હરિવર સેજે આવ્યા, આનંદ અપારરે; કંદરપ તોરા છેડે લાગ્યા, પાસે નહીં લગારરે. ॥ ૬ ॥ વેલુ જીવી ભજનાનંદને હરિ શું રહી મોહિરે, અખંડ વરને અમે વરીયાં; રંડાપો નહીં હોયરે. ॥ ૭ ॥

૫૬.

મારે અનુભવ આવ્યોરે આંગણે, બોલે બુદ્ધિ કોકિલા કલોલ. મારે૦ ॥ ૧ ॥ હું તો બેઠી અલખની અટારીએ, માંહી અમૃત પ્રેમ જકોળ. મારે૦ ॥ ૨ ॥ પેહેલાં કરમ કાંડ કુસલી થઇ, સમદમના સાધન માંય. મારે૦ ॥ ૩ ॥ મારાં આવરણ વિક્ષેપ વામીયાં, અઘ ઉરમી ઉડી તાંહ. મારે૦ ॥ ૪ ॥ મારાં નેત્ર સતગુરૂએ આંજ્યાં, જોયો જલહલ જલહળજેવો. મારે૦ ॥ ૫ ॥ નાઠ્યો નીરગુણ નગરીનો નાયકી,નાવે મનરે વાણીમાં તેવો. મારે૦ ॥ ૬ ॥ મને વસ્તુ જથારથ તે જડી, શ્રૂતી સમૃતિ સુણતી કાંન. મારે૦ ॥ ૭ ॥ મારી ઇક્ષણા ત્રણે ઉડીયો, હું તો ભુલી પોતાનુ ભાન.

મારે૦ ॥ ૮ ॥ રસ કેલ્લ કરૂ મારા કંથસુ, હું તો હંસ-
પરમને પાંમી મારે૦ ॥ ૯ ॥ હુતો સ્વાંમી નીસેજ
સમારતી, મળીયા પુરણાનંદતે સ્વામી. મારે૦॥૧૦॥
ક્ષર કા આઅક્ષર બોલે આપમાં, પુરણબ્રહ્મ તે વ્યા-
પિક હોય. મારે૦ ॥ ૧૧ ॥ માંહી અનહદ નોબત ગડે
ગડે, ધજા સાંમી ફરૂકતી જોય. મારે૦ ॥ ૧૨ ॥ ટાટ
કપાટ્રાં જલી તે પીછે નહીં. સભર સમાધિ તે શું જા-
ણે. મારે૦॥૧૩॥ સેજે સમાધિને કોલ્લહેનહીં,તતચહર્શી
તેઘરમાં માણે ॥ ૧૪ ॥ તેઝુમાં તે નિરંજનપુર છે, તે
થી આઘા તે અવિનાશી. મારે૦॥૧૫ ॥ અજપા અલ્લ
ખને ચમર ઢાળતી, હીરામણીઓ માંહે વાસ મારે૦
॥ ૧૬ ॥ જાલમ જોગાની જોઇ મેનો જાયગા, જોતાં
માંહે તે હું ખોવાઇ. મારે૦ ॥ ૧૭ ॥ નરખી પર-
ખી સકલ્લ જલ પુતળી, સરીતા સિંધુ માંહે સમા-
ય. મારે૦ ॥ ૧૮ ॥ એહેવી ગુંજપણાનીરે ગોઠડી,
કેહેને કહીએ સુ ભ્રાંતી ના ભાગે. મારે૦ ॥ ૧૯ ॥
નથી મરતુ અવતરતુ તે શુ લહુ, ભ્રાંત ભાગી ને ઝ-
બકીને જાગી. મારે૦ ॥ ૨૦ ॥ એવાં કારીનાં બાણુ

મુજને વાગીયાં, કોણ પ્રકારે પાટા બંધાય. મારે૦ ॥ ૨૧ ॥ એવી છાની તે લાયોરે લાગીઓ, છતે જ લે તે નવ બોલાય. મારે૦ ॥ ૨૨ ॥ અજવાળે અંધારૂ આરોગીયુ, લખ કોટીક સુરજ પ્રકાશ. મારે૦ પંડ બ્રહ્માડે ઉલ્લસોએ આરજન, • આગ્રુછો હરિ ધરીઓ દાસ. મારે અનુભવ અંગો આંગણે ॥૨૪ ॥

પદ.

માંઘો મુનશા જનમ જેને આવીયો, દેવતાને તે દુર્લભ સાર. માંઘો૦ ॥ ચરણ આપ્યાછે તમને મંદિર ચાલવા કર આપ્યા છે કરવાને દાન. માંઘો૦ ॥ નેત્ર નાશીકા વદન સોહામણુ. શ્રવણ આપ્યાછે સુણવા કીરતન. માંઘો૦ ॥ હરિદાસના ચરણ સોહામણા, તેને લળી લળી લાગુ પાય. માંઘો૦

પદ ૨જુ.

હડીઓ કાડે હરિરે તને નહીં મળે, કાળ કુંચી સતગુરૂજીને હાથ. હડીયો૦ જપ તપ તીરથ વ્રત સહુ કરે, ચિત્રામણનો નહીં મારે વાત્ર. હડિયો૦ ॥ પારસઆડા કાગળ લોહ નહીં ટળે, પાડા માંદો પખાલે ડાંમ. હ-

રિયો૦ શીતળ કોયલા મેલીને તાપે તાપણી, અગ્ની વિના નહી ઉડે ટાઢ. હરિયો૦ જણસ લેવાને વસ્તુ આપે હાથમાં, નામવિના શી વસ્તુ વહોરાય. હરિયો૦ તીરથ કરવા ચાલતુ પંથમાં, એને કરીયા કૃત્ય કહે-વાય. હરિયો૦ દાસ મકન દાસે મુળ શોધીયુ, ગુરૂ-નીસંતજીના પ્રતાપ હરિયો કાડે હરિ તને નહીમળે ક-ળકુંચીસતગુરૂજીનેહાથહરિયોકડેહરી તને નહીં મળે.

વળી વેગે વેલા પધારજો, રાખજો પ્રીતની રીતરે; હરીગુરૂ સંતના સંગમાં વાટડી જોઉછુ નિત્યરે. ॥ ૧ ॥ વ્રેહેની વેધી મારા વાલાજી લળી લ-ળી લાગુછુપાયરે, સરણેઇછુદુઃખવાંમવાપાંમવાઆપે નીરંજનરાયરે ॥૨॥લક્ષ ચોરાશી ભમી ભમી આવી છુ સંતને ઓથેરે, કથારે, કીરતન કેમ વીસરૂ લાગી છે શબ્દની ચોટરે ॥૩॥મા ધ્રવ મોરે દલ વસ્યા, પા મીછુ પુરણ ધામરે જાનકી જીવન રામજી તે તણા વીકલદાસરે. ॥ ૪ ॥



# પદ

ગરૂડે ચઢી આવજો ગોરધારી, લજ્જા મોરી રાખજો મોરારી; પ્રથમ પુંજીએ ગણપતિ પાય માતા સારદા કરજોરે સહાય, ગુણ ગાવાની ઇચ્છા થાય. ગરૂડે૦ ॥ ૧ ॥ ત્રીગુણી માયા તમે એક, તેમાં નામ તમારાં અનેક; ગુણ ગાઉ તે કરીને વિવેક ગરૂડે૦ ॥૨॥ માતા આપો અવિચળ વાણી, મોટી ઇચ્છા મુકોને તમારી; થાઉ દાસ અવિચંડા કાળી. ગરૂડે. ॥૩॥ પછી પુંજીએ શ્રી ગુરૂ રાય, શ્રી કૃષ્ણને લાગુ પાય; પદ પુંજીને પાવન થાય. ગરૂડે૦ ॥ ૪ ॥ ધન્ય ધન્ય કુંતાજીરે માય, જેણે સેવીયા શંકર રાય; પંચદેવે લીધો અવતાર. ગરૂડે૦ ॥ ૫ ॥ ભોમી ભાર વધ્યોહતોરે ભારી, અવતરીઆ તે દેવ મોરારી; મન ફેરવ્યું તે વિશ્વાધારી. ગરૂડે૦ ॥ ૬ ॥ પાંચ પુત્રને પાંડવ જાણે, ધન્ય દ્રોપદીજીને વખાણે; ભીનભાવ રૂદેમાં ન આણે. ગરૂડે૦ ॥૭॥ સો પુત્ર ધૃતરાષ્ટ્ર કેરા, બાંધે પાંડવ સાથેરે વેર, મન વાત વિચારેછે ઘેર. ગરૂડે૦ ॥૮॥ રાજ ધર્મ તે

ધર્મનું ધ્યાન, અર્જુન તેમનવિશ્રામ, ભીમસેન તે મહા બાગારામ. ગરૂડે૦ ॥ ૯ ॥ રાજ મહાલંતા નીકુળ આવે, રૂડા જોશ તેસહદેવ લાવે, પાંચ પાંડવના પત્ર કહાવે. ગરૂડે૦ ॥ ૧૦ ॥ હસ્તીનાપુરમાં ને હોડ બંધાણી, ઢાળ્યા પાસા તે દુર્જન માંડી, પેહેલે પાસે હસ્તીનાપુર હાર્યા. ગરૂડે૦ ॥૧૧॥ બીજે હાર્યા તે ગરથભંડાર; ત્રીજે પાસે ઉભરામાં આંસુ, અમે હાર્યાતે વારંવાર. ગરૂડે૦ ॥૧૨॥ ચોથેપાસે ચતુરાઇ સારી, પાંડવહાર્યાતે દ્રૌપદી નારી; સામો દુર્યોધન અહંકારી. ગરૂડે૦ ॥૧૩॥ દુર્યોધન મનમાંરે જાણું, દ્રૌપદીને અહીયાં તે આણું; સભા દેખતાં પલવ તાણું. ગરૂડે૦ ॥ ૧૪ ॥ ત્યાં તો સભા ભરાઇ છે સારી, બોલ્યો દુર્યોધન અહંકારી, તેડી લાવોને દ્રૌપદી નારી. ગરૂડે૦ ॥ ૧૫ ॥ મોકલ્યા દુતને દોડતા જાય, દ્રૌપદીને તેડી અહીયાં લાવો, કર સાહીને કેશજ તાણ્યો. ગરૂડે૦ ॥ ૧૬ ॥ સતી ત્રાહિ ત્રાહિ તે પોકારે, તોય દુષ્ટ દુત ન માને; એને માથે મર્ણ આણે. ગરૂડે ॥ ૧૭ ॥ સતી ભરી સભામાં આવ્યાં, સભા દેખીને મન લજવાયાં; દુરજોધને હશીને બો-

લાગ્યાં. ગરૂડે. ॥ ૧૮ ॥ તારા સ્વામી રમ્યા છેરે દુ-
ત, હાર્યા રાજપાટને પુત્ર, સતી આવો માંડો વરસુ-
ત્ર. ગરૂડે. ૧૯ ॥ સતી આવીને બેસોરે ખોળે, તોયે
સતીનું મન ના ડોલે; એવાં વચન દુરજોધન બોલે.
ગરૂડે. ॥ ૨૦ ॥ ખોળે બેસે ગદા ભીમ કેરી, તને કા-
ળે લીધો છેરે ઘેરી; તેં તો પાંડવ કીધા છે વેરી. ગ-
રૂડે. ॥ ૨૧ ॥ તને સતીએ દીધા છેરે શ્રાપ, તને લા-
ગ્યું છે સતીનું રે પાપ, ખોળે બેસસે શોક સંતાપ.
ગરૂડે. ॥ ૨૨ ॥ માંહેથી ઉઠયો દુસ્યાસન વીર. આ-
વી ઝાલ્યું સતીનુ રે ચીર; એના મનમાં રાખી ધીર.
ગરૂડે. ॥ ૨૩ ॥ ધીક ધીક તે સઘળી સભાને, ધીક
ધીક તે ભીષ્મ પીતાને; મારી કોઇએ ના કરી વાર.
ગરૂડે. ॥ ૨૪ ॥ માતા કુંતાજી છે સુભ મતી, સતી સા-
ધવીને સુભગતી; મારી વારે ધાજો જાદવપતી. ગ-
રૂડે. ॥ ૨૫ ॥ એણે અંધનીરંધર જાણું, એના મન-
માં અભિમાન આણું; સભા દેખતાં ચીર તાણું. ગ
રૂડે. ॥ ૨૬ ॥ અંધનીરંધર થયો સપરાણો, રાજ્ય
બુડયું ને સઘળું કમાણો. ગરૂડે. ॥ ૨૭ ॥ દુર પંથ

છે દ્વારકાં ગામ' ત્યાંતો વસેછે સુંદર સ્યામ, આવો સતીની પુરવા હાંમ. ગરૂડે. ॥ ૨૮ ॥ ત્યાં તો નવસેં નવાણુ ચીર પુર્યાં, એમાં એકે નથી અધુરાં; ગેડબંધ ને ચાટ છે કોરાં. ગરૂડે. ॥ ૨૯ ॥ પ્રભુ સતીને મંદીર પધાર્યા આપ્યાં આસન અવળે રે હાથ. ત્યારે બોલ્યા દીનાનાથ. ગરૂડે. ॥ ૩૦ ॥ સતી દુઃખ નથી પડ્યું તમને, એતો જાણે પડ્યું છેરે અમને; સતી ચીર સાહાયાં નથી તારાં. ગરૂડે. ॥ ૩૧ ॥ જેની નારી સુરજ નોતી જોતી, એતો વનવન હીંડેરે રોતી;જેની નારી જરૂખે બેઠી, ગરૂડે ॥ ૩૨ ॥ જે કોઈ પાંડવનું પદ ગાયે. નર નારી તે વૈકુંઠ જાએ; ગુણ ગાયે તે હરીદાસ ગરૂડે ચઢી આવજો ગીરધારી લજ્જા મોરી રાખજો વનમાળી. ॥ ૩૩ ॥

ઘોળ.

સખી સાંભળો અવનવી વાતરે, એછે ચૌદ ભોવનનો નાથ; પ્રભુએ વામનરૂપ ધરીને બળી છળીઆરે, એનું અવનવું દીસે સ્વરૂપરે, ઉગ્યા ચૌદ કોટી રવી

ભુપ. પ્રભુ૦ પગ ટુંકા ને કરછે લાંબારે; પ્રભુ સ્વરૂપ ધરીનેઆવ્યાછાંના પ્રભુ૦ જમણાકરમાં તેહંડને ઝારીરે; જનોઇ વાળો બ્રાહ્મણ બ્રહ્મચારી પ્રભુ૦પોથી પાઠતણી લીધી સાથેરે; ભણવા ચાલ્યા પોતાની હાંસે, પ્રભુ૦જાતાં જાણી છે જગનની વાતરે; જાણ્યું ત્યાં જઇને ધરૂ હાથ પ્રભુ૦ બળી જગન કરેછે અપારરે; પાસે બેઠા છે શુક્રાચાર્ય. પ્રભુ૦ પ્રભુ આવ્યા તે મંડપ માંહરે; કોઇ કહે આવ્યા ભુપ પ્રભુ૦ બ્રાહ્મણ ભલે ભાગ્યે તમે આવ્યારે; સાથે શા શા વેદને લાવ્યા. પ્રભુ૦ બ્રાહ્મણ વેદ ભણીને બતાવેરે; તેનો શબ્દ ગગનમાં પોહોચાડે, પ્રભુ૦ ત્યાં તો રીઝાછે બળીરાજનરે; જોઇએ તેટલું લ્યોની ધન. પ્રભુ૦ કહોતો આપુ તે જગતનું રાજરે, સાત પેઢી સુધી સરે કાજ; પ્રભુ૦ કહો તો નવ લક્ષ ઘેનું આપુરે, સંકટ તમારાં કાપુ; પ્રભુ૦ મારે નથી જોઇતુ રાજરે, નથી આવ્યો સંકટને કાજ. પ્રભુ૦ મારે ત્રણ ડગલાં પૃથ્વી જોઇએરે; બેશી ભજન કરી દુઃખ ખોઇએ. પ્રભુ૦ બળી કહે એટલું કેમ દીજેરે; ભર્યા ભંડાર આપુ

તે લીજે. પ્રભુ૦ મારે ભંડારનું નથી કામરે; દેતો ભ-
જી લાઇએ રાંમ નાંમ. પ્રભુ૦ આપ્યું પાણીને લીધું
છે નાથેરે; સ્વસ્ત શ્રી કહે મોટે સાદે. પ્રભુ૦ પહે-
લું પગલું તે મુકયું પાતાળેરે; પોહોચ્યું જ્યાં છે કા-
ળીનો વાસ. પ્રભુ૦ બીજું પગલુ તે મુકયું આકા-
શેરે; પોહોચ્યું જ્યાં છે બ્રહ્માજીનો વાસ. પ્રભુ૦ મા-
રે તો તમ સંગાથે દાવોરે; હવે ત્રીજુ પગલુ લાવો.
પ્રભુ૦ શળી દાભ તણી હતી પડીરે; તે તો નાળ-
વા મધ્યે ધરી. પ્રભુ૦ તે તો શુક્રના ચક્ષુમાં વાગી
રે; બાહાર નીકળ્યો નવ બોલ્યો હાકી. પ્રભુ૦ વીશ્વ-
રૂપ ધરીને વીશ્વ લીધું રે; ત્રીજુ પગલું તે શીશપર
દીધું. પ્રભુ૦ ત્યાં તો બાંધ્યા છે બળીના હાથરે; ઘ-
ણા કપટી છે વૈકુંઠ નાથ. પ્રભુ૦ ત્યાંતો આવી છે
બળીની નારીરે, ઉભી રહી છે શીશ નમાવી. પ્રભુ૦
એણે કોટીક કીધાં કામરે; એવો સાચો છે રણછોડ
શાંમ. પ્રભુ૦ ત્યાંતો પ્રહ્‍લાદ ભગત આવ્યારે, તે તો
સઉકોને મન ભાવ્યા. પ્રભુ ચાતુર માસ રહ્યા પ્ર-
ભુ૦ ઘરરે; ભકત સાથ કીધી લીલા લેહેર. પ્રભુ૦

# कर्णपुरी.



સરસ્વતીસ્વામીને વિનવુ, હવે ગણપતલાગવુપાયજી;
બેઉ કરજોડીને વરણવું, હુંતો માગુઅવિચળવાણુજી.
રવી ઉગમતાંને દિનકરચઢતાં, કરણરાજાઆપેદાનજી;
સવાભારસોવ્રણએરેઆપે, કાંઇઆપેઅવિચળદાનજી
દુર્યોધને પડો વજડાવ્યો, રાયે વરતાવી છે આણજી;
અઢીભારસોવ્રણકુરેઆપુ, કોઇકરણને દ્વારનજાયજી.
ભાટબ્રાહ્મણ હોય લોભિયા, અદકુ આપેત્યાં જાયજી;
ત્રણદિવસએમવહીગયા, નરનારીનેત્રણ અપવાસજી.
અંત્રીક્ષથીનારદજી પધાર્યા, આવ્યાતેકરણને દ્વારજી;
જળલોટાલઇચર્ણપખાળ્યાનેઆપ્યાંતેઆસનમાનજી.
દુર્યોધને પડો વજડાવ્યો, એણે વરતાવીછે આણજી;
ત્રણદિવસએમવહીગયા, અમનારીનેત્રણઅપવાસજી.
ત્યાંથી નારદજી પધારીયા, આવ્યા દ્વારકાં મોઝારજી;
શ્રીકૃષ્ણપોઢયા સિંહાસને, લક્ષ્મીજી તળાંસે પાયજી.

વેગળેથી નારદને દેખી, લક્ષ્મીજી કરે અણસારજી;
એ પેલો નારદ આવે છે, વરવાડ ઘલાવવાને આંયજી.
જળલોટા લઇ ચર્ણ પખાળ્યા ને આપ્યાં તે આસનમાન્યજી
આવો રે નારદજી ભલે રે પધાર્યા, અમસરીખું કાંઇ કામજી.
વડો રે સેવક કર્ણ રાજા તમારો ને, તે પાંમે ઘણુ દુખજી;
એક મહુરતમાં ગરૂડ મંગાવ્યો, શ્રીકૃષ્ણ થયા અસ્વારજી
ત્યાંથી પ્રભુજી પધારીયા આવ્યા હસ્તીનાપુરમાં જાયજી;
હસ્તીનાપુરશું આવીને, કાંઇ ધર્યું વૃદ્ધ સ્વરૂપજી.
ચર્ણે તો ચલાય નહીં, એમના હાથમાં જેષ્ટીકા ઝાલીજી;
નરણે તો જળ ધારા વરસે, તશુ ન સુઝે ત્યાંયજી.
ત્યાંથી પ્રભુજી પધારીયા, સાંમા મળ્યા બ્રાહ્મણ ભાટજી;
બ્રાહ્મણ ભાટ તમે ઉભા રહો, મને કહો નગરની વાતજી.
આ રે નગરમાં કોણ રાજા, કોણ દાનેશ્વરી કહેવાયજી;
આ રે નગરમાં દુરજોધન રાજા, તે દાનેશ્વરી કહેવાયજી.
ભાટ બ્રાહ્મણ હોય લોભીયા, અદકુ આપે ત્યાં જાયજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, સાંમી મળી છે પાણીયારીજી.
બાઇ રે પાણીઆરી તુ ઉભી રે, મને કહેને નગરની વાતજી,
આ રે નગરમાં કોણ રાજા, કોણ દાનેશ્વરી કહેવાયજી.

આરે નગરમાં કર્ણરાજા, ઘણો દાનેશ્વરી કહેવાયજી;
બાઇરેપાણીયારીતુંત્રાડુબોલ, હુસાંભળતોનથીકાંનેજી.
શેનવ સાંભળો મારા પ્રભુજી, તમે શ્રી ભગવાનજી;
બાઇરેપાણીયારોતેંકેમજઓળખ્યોકીયાજન્મનીપ્રીતજી

ચાલ ફેર.

પુર્વજન્મની હોયરે પ્રીત, તેમાટે ઓળખ્યાજુગદીશ;
જુમનાંની તીરે તપજકર્યાં, બ્રાહ્મણનાકુળમાંઅવતર્યાં.

ચાલ પ્રથમની.

અંત્રીક્ષથી વિમાન મંગાવ્યું, નારી પોચાડી ત્યાંયજી,
નારી જાય જ્યારે નગરમાં, ત્યારે સર્વેનેથાયે જાણજી.
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા દુરજોધનને દ્વારજી
જળલોટાલઇચર્ણપખાળ્યા, આપ્યાંતેઆસનમાનજી.
આવોરે વિપ્રજી ભલેરે પધાર્યા અમસરીખુકાંઇકામજી;
અંન્નનેજળ નહીલેવુરાજા, નહીલેવુ સુવર્ણનુ દાનજી
જરા અમારી લેઇને રાજા, જોબન અમને આપજી;
માયે બાપનુ કારજ કરવા, મારે જાવું દ્વારકાં માંયજી.
દ્વારકાં જઇ આવીને, તારૂં પાછું આપીશું કાલજી;
મારા વિપ્રજી ઘોડાલ્યો, તમે કરોને વાહનજી.

ઘોડે બેઠો હુંતો રૂડો ન દીસુ, એક રાવો બીજો વરજી;
મારા વિપ્રજી હસ્તીલ્યો, તમે કરોને વાહનજી.
હસ્તીએબેઠોહુતો ઢળીપડું, મારાભાગેહળ્યુચી હોઠજી;
મારા વિપ્રજી સુખપાલલ્યો, તમે કરોને વાહનજી.
સુખપાલ તોરાજાનખેદ હોયને એશુબોલ્યોરાજનજી;
મારા વિપ્રજી રથ લ્યો, તમે કરોન વાહનજી.
રથેબેશીરાજા જાત્રાનજાઇએ, પુન્યેથી અદકુ પાપજી,
જરા હમારી લેઇને રાજા, જોબન હમને આપજી.
જોબન તો મારે હાથ નથી, પુછીઆવુ ઘરનીનારજી,
ત્યાંથી રાજાજીપધારીયા, આવ્યાસ્ત્રીનીવળીપાસજી.

ચાલ ફેર.

એક જળલોટા લઇ સાંમાં આવ્યાં, સુણો રાયજી;
તમે કેમ પધાર્યા મારા નાથ, વાત વિચાર કરી.
એક વૃધ્ધ વિપ્ર ઘેર આવીઆરે, સુણ સુંદરી;
તે તો માગે છે મુજ પાસ વાત વિચાર કરી.
એક જરા અમારી લેઇને રે સુણ સુંદરી,
કે'છે જોબન અમને આપ, વાત વિચાર કરી.
મેંતો હસ્તી ને ઘોડા ઓઠવ્યા, સુણ સુંદરી;
કેછે' નહીં કરૂ વાહન, વાત વિચાર કરી.
મેંતો રથ પાલખીઓ ઓઠવી, સુણ સુંદરી;

કે'છે નહીં કરૂ વાહન, વાત વિચાર કરી.
સ્વામી ગાયો ચારવાને તમને મોકલીશુ,સુણોરાયજી;
તમને કહીશુ ગાયના ગોવાળ, વાત વિચાર કરી.
સ્વામી આપણે માથે દુશ્મન ઘણા, સુણો રાયજી;
તમને હસશે અરજુન ભીમ, વાત વિચાર કરી.
સ્વામીઆપણાવગડાંયે શાંશાંપુન્યકર્યાં, સુણોરાયજી;
આપણે જે નાયાં તે પુન્ય, વાત વિચાર કરી.
સ્વામી વદ્ધ થઇને તમે ગોઢશો, સુણો રાયજી;
હુંતો સેવા નહીં કરૂ લગાર, વાત વિચાર કરી.

ચાલ પ્રથમની.

ત્યાંથીરાજાજીપધારીયા, આવ્યાવિપ્રનીવાળી પાસજી,
જોબનની મને નારે કહી, પુછીઆવ્યો ઘરની નારજી.
ફટ ભુંડા ફટ પાપીયા, મને ખોટી કર્યાં વડી વારજી,
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યાકર્ણ રાજાને દ્વારજી,
જળલોટાલઇચર્ણ પખાળ્યા, આપ્યાંતેઆસનમાન્યજી
આવોરેપ્રભુજી ભલેરેપધાર્યા, અનસરીખુકાંઇકામજી.
જરા અમારી લેઇને, રાજા જોબન અમને આપજી,
માયેબાપનું કારજ કરવા મારે જવુંછે દ્વારકાંમાંયજી.

દ્વારકાં જઇ આવીને, તારૂ પાછુ આપીશુ કાલજી,
આદેહતોકૃષ્ણાર્પણ કરવી, ધન્યધન્ય આ અવતારજી.
એમજોબનનહીલેવુ રાજા, પુછીઆવો ઘરની નારજી,
એક રાવાને ઘેર ગયો, તેની નારે કર્યો નકારજી.
ત્યાંથી રાજાજીપધારીયા, આવ્યા સ્ત્રીની વળીપાસજી,

ચાલ ફેર.

એક જળલોટા લઇ સાંમાં આવ્યાં, સુણો રાયજી;
તમે ભલેરે પધાર્યા મારા નાથ, લાગુ પાયજી.
એક વૃધ્ધ વિપ્ર ઘેર આવીયા, સુણ સુંદરી;
તેતો માગેછે મુજપાસ, વાત વિચાર કરી.
એક જરા અમારી લેઇને, સુણ સુંદરી;
કે'છે જોબન અમને આપ, વાત વિચાર કરી.
સ્વામી તમારૂ જોબન તમારીપાસે રહ્યુ, સુણોરાયજી;
અમને પુછ્યાનું શું કામ, લાગુ પાયજી.
સ્વામી અમને માગે તો આપજો, સુણો રાયજી;
તમે પરણજો બીજી વાર, વાત વિચાર કરી.
સ્વામી વૃધ્ધ થઇને તમે પોઢજો, સુણો રાયજી;
હુંતો સેવારે કરીશ અપાર લાગુ પાયજી.

## ચાલ પ્રથમની.

ત્યાંથી રાજાજીપધારીયા, આવ્યા પ્રભુનીવળીપાસજી
જોબનની મને હારેકહી, પુછી આવ્યો ઘરની નારજી.
જોબન તો શ્રી કૃષ્ણે લીધુ ને, જરા કર્ણને આપીજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા' દ્વારકાં મોઝારજી.
લક્ષ્મીજી લાગ્યાંપુછવા, તમે આજોબનકોનુ લાવ્યાજી;
વડારેસેવકકર્ણરાજાઅમારોને,તેનુંજોબનઅમેલાવ્યાજી
તેનુજોબન તમે પાછુઆપો, તેનીનારપામે ઘણુંદુખજી,
ત્યાંથીપ્રભુજીપધારીયા, આવ્યાહસ્તીનાપુરમોઝારજી.
હસ્તીનાપુરશું નગર શું વસેને, કરણપુરી વંચાયજી;
ત્યાંથી પ્રભુજી પધારીયા, આવ્યા દુર્યોધનને દ્વારજી.
બાર બત્રીશી રસોઇ કરીને, છત્રીસે પકવાનજી;
ઉઠોરે રાજાજી નાવણ કરો, તમે કરોને ભોજનજી.
હમણાંભોજનહું તોનહીકરૂં, મનેકહોનેનગરનીવાતજી;
એક ઠગારો આવ્યોતો. તેતો ધુતવા મુજપાસજી.
તેરે ધુતારે કરણને ધુત્યાને, વપ્ર થઇને પોઢયોજી,
ચાલો દુર્યોધન આપણ જઇએ, કર્ણરાજાને જોવાને.
શ્રીકૃષ્ણ દુર્યોધનમેલડીએવળગ્યા, આવ્યાકર્ણનેદ્વારજી

વેગળેથી શ્રીકૃષ્ણને દેખીને, કર્ણે કર્યા પ્રણામજી.
બાંય સાહીને બેઠા કર્યા, કાંઈ ધરીયુ નવજોબનજી.
નીચુ ઘાલી દુરજોધન લાજ્યો ને આવ્યો પોતાને ઘેરજી.
ફટ ભુંડી ફટ પાપણી, મને તેં રે કર્યો નકાશજી.
આપણે ઘેર શ્રીકૃષ્ણ પધાર્યા, ઓળખ્યા નહીં લગારજી.
ચાલો કરણરાજા આપણે જઈએ, દુરજોધનને દ્વારજી.
શ્રીકૃષ્ણ કર્ણ બેલડી એવળગ્યા આવ્યા દુર્યોધનને દ્વારજી.
જાગ જાગ દુરજોધન રાજા, અંધ તણા કુવરજી,
અંજન કર્યા હોય તેણે થાય, નકર્યા હોય તેણે નથાયજી.
માગ માગતુ કરણ રાજાને, હું આપવા સમરથજી,
માતાને હાથે ભોજન માગું ને, સ્ત્રીને ખોળે બાળજી.
કુંવારી ધરતીમાં દાગ દેવાજો, પુત્રને હાથે પંડજી.
અંતસમે મારો પાશે રહેજો, માગુ એટલુ વરદાનજી,
કરણપુરી ગાય સાંભળે, તેનો વૈકુંઠ થાયે વાસજી.
રામ. રામ રામ રામ રામ.



# પદ.

અનહ્દગરગડીયાંનીસાંનરેસુનમંડળમાંતેનેજાજળકીયા
રવીશશોઉતારેછેલુંગુરે,પરાતેપારર્થારેપીઉજીઆવીયા.
જ્ઞાંની પાલખીએ બેઠા, અનુભજીચમરકરેચાંપેકરી;
વીશવાવાડીમાંઉતરીયા, પ્રથવીગળેચારે મેલ્યાપાથરી.
સંતસીંગાસનમાંહેબીરાજેમનમોતીનારેતોળાલળકીયા
ગગનમંડળમાંતંબુતાંણ્યા,જગમગજગહીરાઝળકીયા:
જળાબંબાઅખંડાકારી, ભાર અરાડરે ખુપભરીરહ્યા;
વિવેકસ્વરૂપીતોરણેચઢીયા,પ્રેમઆજટીઆરેમેલ્યાઢાળી
અરસપરસથઇમાંહરામાંઆવ્યાબીજાપાંનેતરછેડાગાંઠીયા
મંગળ વરત્યાં છે બે ચારરે,લખચોરાશીફેરાફરીરહ્યા;
કંસારલીધોછેમારેહાથરે, સાંમાસનમુખપીઉજીઆવી·
યા બ્રહ્મા વીસ્નુ ઓરરે માહેસ્વરરે; જુગતી જોઇને
વીસ્મે થઇ રહ્યા, સાંમી પરાગાનાછા અતી સારરે;
સમરરે ભરાભર ભરી રા. ૭ ॥



## પદ.

શ્રી ગણેશાયનમઃ, સંતોરે દેવડંકા દીના; મનરે પવન પોચે નહી, સોગડ સેજમાં લીના; સંતોરે૦ ૧ ઘટના ઘુંઘટમાં ઘેરાઇ રહ્યો, કાયા માયા ધાવે; ઘટના ઘુંઘટ અલગો કરે. સાંમા સાંમી બોલાવે; સંતોરે૦ ૨. પગથી વીના પગપાટવો, વણબતીએ કરવો દીવો; જે ઘેર જાતું તો મુવા પછી, તે ઘર જીવતાં જાુએ. સંતોરે૦ ૩. ચંતામણી એક વ્રક્ષ છે. જઇ ગગનમાં ફોરૂ; ફળ ફુલ વીખરાંતી ભોવનમાં, સંતોરે૦ ૪. કરમ કાષ્ટ હુતાસણ, મીથ્યા પીનાનાં સુજે; ક્ષાર અક્ષરને મેળવી. એ પદ અગો બુજે. સંતોરે૦ સંતો શાં શાં રૂપ વખાણુ, સત શબદની શીડીએ ગુરૂ અગમ જોઉ. અનહદ નાદ ગરગડે મન મારૂ મોહ્યું; વણરે ચાંદે વણ સુરજે બાસુ છે વાંણુ. સંતોરે૦ ૧. વણરે વાદળ વણ વીજળી, સાહેર જળે ભરીઉ; હંસ બેઠા લીલા કરે, ચાંચમાં મોતીઝળીયું. સંતોરે૦ ૨ ઝડેરાપો સત ધરમનો ગેબી વાજાં વાગે, મુનીજન બેઠારે

મધ પીઓ; ઉપર છત્ર બીરાજે. સંતોરે૦ ૩. માંન-
સરોવર જીલતાં તુતારૂ તપાસ; કાંઠે વસે એક ના-
ગણી, જાળવેશ નહી તો ખાસે. સંતોરે૦ ૪. અજ-
ર બેડીરે અપાર છે શુન ધુનમે ગાજે, દાસ અ-
ખો જઇ રહ્યા; તે જોતની પાસે. સંતોરે૦ ૫. સં-
તોરે પ્રેમ ભલકે લડીએ, સતની તે શમશેર બાં-
ધીને; ઢાલ ધીરજ નીધી ધરીયો, શુરાંપુરાંના ખેલ-
મેં કેસરીઆં કરીએ. સંતોરે૦ ૧. સધીરા થઇનેરે
સોધીએ, આકળા ન થઇએ; શીરને શાટે શાંધુ
મળે, તેનું મુલ ન રે કરીએ. સંતોરે૦ ૨. અગન-
માંહે એક ધીખંડો, તેને તાપે ના ધરીએ; પાં-
ચ ઇંદ્રો વશ કરી, છોગાં મુકીને ફરીએ; સંતોરેપ્રે૦
૩. શરગનું શાંમાયું જ્યારે આવશે, વૈમાંને ચ-
ઢીએ; દાસ અખોજી એમ કહે, શાચા ગુરૂજીને
મળીએ. સંતોરેપ્રે૦ ભલકે લડીએ. ૪ રેહેવું
મેશને ઓરડે; બે જોડાગના લણે, હંશ સદા ઉ-
જળ રહે; ચેતન હોય શો જાગે, શોખુ શુણુરે હ-
દ લગી; બેહદ છે આગે, અનહદ નાદ તાંહાં ગ-

રગડે; ઘડીઆળાં વાજે. ૨. કાંમ કરોધ વાપે નહી, દળની ત્રસ્ના તાગે; સંતોને શદા લગી, જાચે નહી માગે. ૩. ધીરજ હીમતનીજી નાંમની, બાવન બાહરો વાંચે; દાશ અખોજી એમ કહે, છત્રી રાગેનાં રાચે. ૪. સંતો તે શાધન શુ કરે, જેને માધન લાધુ; દેવેખ દુતીઓ મટી ગઇ એ મન નિશ્ચલ બાધુ. ૧. પુરણ પદ પોતે થાય, તેનું મન કાં લાગે; રાજકુંવર હશતી ચઢયા, તે કોડી ના જાચે. સંતોતે૦ ૨. મેઘ નઇ છે નીરને, શશી શીતળતાઇ દીનકરને દીપક કસોઃ સોને શાંમશી ભાઇ, સંતો તે૦ ૩. ચંતામણી જોતાં જડો, ઉદ્યમ શઉ વાંચ્યે; કુપ ખોદાની ત્રડશુ કરે, જળજાવી પાંમે; સંતો તે૦ ૪ નવે નીધીનીરમાળછો, શીદ્ધી શામુનાં પેખે; ચઉદ ભોવન વૈકુંઠ લગી, બ્રહ્માવત દેખે. સંતો તે૦ ૫. નઉધાથી નરૂવો થયો, હીરો હાથજ લાગે; કેહે ગોપાળ હરી પ્રગટ, શુતો તાંથી જાગો; સંતો તે૦ ૬. એસે હરી કેસે પાઇ એ. મન ચંચળ ભાઇ વાકુળ ભઓ ચોદીશ ફરે;

રોકો ન જાઇ. ૧. દેખીતા બગ ઉજળા, મન-
માં કપટાઈ; આંખ મીચી મુની ભયા, માંછલી
ઝટકાઇ; શા મુંડમુંડા આતો કાભયા, તેહે ન ગ-
ળે માળા; જબલગ પોચે વશ નહી કેસે મળેગા
ગોપાળા. ૩. માયા તો મનમાં વસે, કથે ગનાન
કાચો; કેહે કબીર હરી જબ મળે -હ્રદય હોય સા-
ચો, એસે હરીકે૦૪ સાચા સતગુરૂ જો મળે, મટે
સબ સંસા; અતર ભેદ બતાવી દેસો, હંસે હંસા.
૧. ઉડત શબ્દ શોહમ કહે, બેઠત હે સોહી; તે ન-
ર ભ્રમે ભુલે મતી તે બન અવર નહી કોઇ, કો-
ઇ૦ ૨ કંચન એક ભુસણુ ઘણાં, જેમ ઉખ મો-
ઠાઇ; ગઉકી બરંન અને કહે ખએ કહે હે ભા-
ઇ. ૩. સાહેર એક લેહરી ઘણી, ઉલટી માંહી
શમાયા; જંનજ્ઞાંનીકુ શતગુરૂ મળ્યા, શબ ભ્રંમન
શાય. ૪.



# સુરતીજીનો વીવા.

પદ. ૧. કાય કંચન નગર શોભામણી, મહી મનસુબો શરદાર; અવશાર આવો નહી મળે. ૧. તેની શુરતા પુત્રી પરીવેણ છે, તેના વીવાનો કરવો વિચાર અવશાર. ૨. મન કહુરે વીચારને વરણવો, શારૂ વર વર શોધીને કાહાડો; અવશાર. ૩. ઉચા કુળનો અમાગ વર શોધજો, હુ તો માનુ તમારો પાડ; અવશાર. ૪. શારા શગપણથી સુખ પામીએ. લેઇએ મનસા જનમનો લાવ; અવશાર. ૫. કહ્યુ માનો તો કોટી કલ્યાણ છે, વીચારતાં વહી જાશે દાવ. અવશાર. ૬. વાત વીવાની શાંપી વીચારને મન બેઠું કરીને ઠામ. અવશાર. ૭. દાસ દયાળને આશા એટલી મારે વરવું વીસંમ્ભરનાથ. અવશાર આવો નહી મળે. ૮

પદ. ૨. વીચાર વીવેકને બેશાડીરે, મનસુબાની કુંવરી કુંવારીરે; તેનું લગ્ન કરવું નીરધારીરે, વર વરવો છે વીશ્વ વીહારીરે; તમે શાંભળો વીરા શાહુ વાતરે, માટે ચાલો હમારી શાથરે; આપણ બે-

ઉ વીરા શંચરીએરે, એવુ કહીને બેઉ વીરા શંચરીઆરે; આવી શાસ્ત્ર શેહેરમાં ઉતરીઆરે; સાસ્ત્ર શેહેરના લોક ઠગારારે, શબ્દ બોલે છે ન્યારા ન્યારારે; કોઇ કહે અડશઠતીરથ કરશેરે, ત્યારે શુરતીને હરીવર વરશેરે; કોઇ કહે હાડ હીમાળે ગળશેરે, ત્યારે સુરતીને હરીવર મળશેરે; કોઇ કહે દેવ દેરાંને નમશેરે, ત્યારે સુરતીને હરી વર ગમશેરે; વીચાર વીવેકને કહે છેરે, એમ તો કન્યા કુંવારી રેહેછેરે; ચાલો જઈએ શતગુરૂની પાશેરે, એવાં વચન સુણ્યાં દયાળ દાશેરે. પદ. ૩. પ્રથમ નમુ ગુરૂદેવને જેણે ટાળ્યા ક્રમ ટળેશેરે, સુરતી પરણે આતમરાંમનેરે સુભ કન્યા છે બાળેવેશે; અનુભવ વીવા આદર્યોરે. ૧. પ્રથમ પ્રીતે શતશંગ કીધો, હઇએ હરખ અપારરે અવિનાશી વર આદર્યોરે ત્યારે ઉપન્યો છે મન વીચાર અનુભવ. ૨. ઉરમી ટળી અન્યદેવની, થઇ ઉત્તમ વરની આશરે; શબ્દ સદેશો આવી એમ કહ્યુંરે ભલા અલખ પતીના એ વાશ. અનુભવ. ૩.

# किरतन.

માયાને મેલીને મરવું પ્રભુ ભજી કામ નક્કી કરવું. માયાને મેલીને મરવું. સાચા હરી સંતને સેવો. અલોકીક લાભ અતી લેવો; નીચાનો તો સંગ તજી દેવો. માયા૦ કળીમાં ભકતી કરે કુડી, ચલાવે કર્મ તણી હુંડી; તેમાં મુરખ ખોવા બેઠો મુડી. માયા૦ વીવેકી વાત કરે સારી, તજાવે પર ધન પર નારી; તેની વાણી ઉરમાં લેવી ધારી. માયા૦ વીશેથી મન પાછું વાળે, મોટાની મરજાદા પાળે; દેવાનંદ કે છે ભ્રમણા ટાળે. માયાને મેલીને મરવું.

